# ખુલફાએ રાશીદીન

૭૮૬



ચીસ્તીઆ ગ્રંથમાળા
નં. ૨ જો.

# ખુલફાએ રાશેદીન

અનુવાદક
મુન્શી નેઅમતપરમાર વલીપરમાર.
માંગરોલ. (મોટામીયાં સાહેબનું.)
સુરત નજીક.

આવૃતી પહેલી.
પ્રત ૫૦૦.

કીંમત રૂ. ૧-૦-૦

પ્રકાશક
પઠાણ નીઝામખાન નુરખાન વકીલ
લાલ દરવાજા—અમદાવાદ.

## અનુક્રમણીકા.





અમદાવાદમાં
ધી અમરસિંહજી પ્રીન્ટીંગ પ્રેસ. લાલ દરવાજા લાલકાકા હોજમાં
પઠાણ નુરખાન અમીરખાન વકીલે છાપી.

# અર્પણ પત્રીકા.

હમદર્દ શેઠ અહમદભાઇ મુશાભાઇ ડામણીવાળા રહેવાસી સુરતનાં તે હાલ મુંબઇના

દુવાએ સુન્નતુલ ઇસ્લામના સાથ લખવાનું કે:—

મહાન પરમપુજ્ય ચિસ્તીઆ ખાનદાન માંગરોલની ગાદીના સજ્જાદેનશીન અમારા પીરસાહેબ શ્રી મોટામીયાં સાહેબથી પ્રસંગોપાત આપની પાક ઇસ્લામ ધર્મ તરફની મુસ્તકીમ પાબંદી, હમદર્દી વિવેક આદિક ઉંચા સદગુણો વિષે સાંભળેલું તે ઉપરથી આપની મુલાકાત લેવા ઇચ્છા થઇ અને તે ઇચ્છા ના૦ પીરસાહેબ શ્રી મોટા-મીયાં સાહેબનાજ મારફતે ખુદાએ પુરી કરી જેને હજુ માત્ર બેજ માસ પુરા થયા છે.

આ ટુંક મુદતમાં આપના સમાગમમાં ઘણી વખત આવવું થયું તેમાં અમોને એટલો બધો સંતોષ થયો કે જેના દાખલા બતાવવા એ અસ્થાને ગણાય એમ સમજી તે વિષેનું વર્ણન બીજા યોગ્ય પ્રસંગે લખવા ઉમેદ રાખીએ છીએ.

આપની સાથનો તેવો માયાળુ અને પ્રમાણીક સંબંધ સદાય જળવાઇ રહે તેવા હેતુથી અમારા તરફથી પ્રગટ થતું પુસ્તક "ખુલફાએ રાશેદીન" કે જે પાક ઇસ્લામ ધર્મના સાથે સંબંધ ધરાવે છે અને તેવા એક પુસ્તકની ગુજરાતી જાણનારા ઇસ્લામીભાઇઓની ખોટ પુરી પાડવાનો અમારો તે એક અદના પ્રયાસ છે તેવા પુસ્તકના સાથે આપનું મુબારક નામ સદાય જોડાઇ રહેવા આપની મહેરબાની ભરી પરવાનગીથી આપનેજ તે અર્પણ કરવામાં મોટું માન સમજીએ છીએ આપે મહેરબાનીથી અર્પણપત્રિકાનો સ્વીકાર કર્યો તેવા માટે આપના આભારી છીએ

પ્રગટકર્ત્તા.

# પ્રસ્તાવના

મુસલમાન કોમની સ્થિતિનું અવલોકન કરતાં તેમને માટે ધાર્મિક કેળવણીની અગત્ય સ્પષ્ટ જણાઇ આવે છે, પ્રાચીન અને સાંપ્રત ઇસ્લામી કેળવણીમાં આકાશ પાતાળ જેટલો તફાવત છે. આગલા સમયમાં ઇસ્લામી બાળકોને ધાર્મિક શિક્ષણ લેવા માટે પ્રથમ મદ્રેસાઓમાં મોકલવામા આવતા હતા. જ્યા તેમને પવિત્ર ધર્મપુસ્તક, શરાહ, ફીકાહ, અને હદીસોનું શીક્ષણ આપવામાં આવતું, આટલા વીષયોનું સંપુર્ણ જ્ઞાન મેળવ્યા પછીજ તેમને બીજા ઉપયોગી સાહીત્યોનું શીક્ષણ આપવામાં આવતું. આ પ્રમાણે બાળપણથીજ ધાર્મિક સંસ્કારો પડેલા હોવાથી તેઓ મોટપણામાં ધર્મચુસ્ત મુસલમાનો નીવડતા, અને ઇસ્લામને માટે પ્રાણ આપવાને સદા તતપર રહેતા. ઇસ્લામ તરફની તેમની દ્રઢ ભકતી અને ખંતીલી સેવાના પ્રતાપેજ આજે ઇસ્લામ ટકી રહી પોતાનો દીવ્ય પ્રકાશ દુનીઆના ચારે ખંડમાં પ્રકાશી રહ્યું છે. જે લોકોએ ઇસ્લામોન્નતી માટે તન, મન ધનથી પ્રયત્ન કર્યો હતો તે મુસલમાનો આજે ક્યા છે? કાળચક્રના સપાટામાં સપડાઇને તેઓ સદાની ઘોર નીદ્રામાં પડ્યા છે. જો કે તેમના પંચભુત રૂપી શરીરો તો માટીમાં મળી ગયા છે, પણ તેમની અક્ષય કીર્તી હજી પણ દુનીઆમાં સુર્યની પેઠે પ્રકાશી રહી છે. અને આપણને તેમનું સ્મરણ કરાવે છે. તેમના નામ જીભ ઉપર આવતાંજ અંતઃકરણ આનંદથી પ્રફુલ્લીત બની તેમના વખાણ કરવાને પ્રેરાય છે. આજે નાતો મુસલમાનો છે કે નાતો તે ઇસ્લામના સેવી

શ્થીતી છે, જેનું કારણ ધાર્મિક શીક્ષણની કોતાહીજ છે. ઉપર જણાવ્યા પ્રમાણે આગલા જમાનામાં મુસલમાન બાળકોને શરૂઆતમાં ધાર્મિક કેળવણી આપ્યા પછીજ બીજું શીક્ષણ આપવામાં આવતું, પણ તેને બદલે હાલમાં બાળક ઉમ્મરે લાયક થતાંજ તેને ગુજરાતી નીશાળે મૂકવામાં આવે છે. જે બીલકુલ ઇચ્છવા જોગ નથી. કેમકે વર્નાકયુલર નીશાળોમાં જે ટેક્ષ્ટ બુકો શીખવવામાં આવે છે તેમાં ઇસ્લામી ધર્મને લગતી કાંઇ પણ બાબત દેખાતી નથી. પણ તેને બદલે હીંદુ અને ખ્રીસ્તી ધર્મને લગતા કેટલાક પાઠો તેમાં જોવામાં આવે છે. મુળમાં ધાર્મિક શીક્ષણ તો મળેલુંજ નહી, છતાં જ્યાં અન્ય ધર્મને લગતા પાઠો શીખવવામાં આવે તો તેમના કુમળા અંતઃકરણ ઉપર તેવીજ છાપ પડે એમાં શી નવાઇ? કહેવત છે કે "કુમળું છોડ વાળીએ તેમ વળે" તેજ પ્રમાણે નાના બાળકને જેવી ટેવ પાડીએ તેવી પડે જો તેને બાળપણથીજ ધાર્મિક શીક્ષણ આપીએ તો તે આગળ જતાં ધર્મચુસ્ત નીવડે. એમાં કાંઇ પણ નવાઇ નથી. પણ વર્નાકયુલર નીશાળોમાં આજે જે શીક્ષણ આપવામાં આવે છે તે વડે તો મુસલમાન બાળકોને તેમના ધર્મને લગતું કાંઇ પણ જ્ઞાન પ્રાપ્ત થતું નથી તેથી કોલેજ અને યુનીવરસીટીના ડીપ્લોમા મેળવ્યા છતાં તેઓ પોતાના ધર્મ વીષે તો કેવળ અજ્ઞાન રહે છે, આવા ધર્મ વીહીન મુસલમાનો ધર્મોન્નતી કે કોમનું શ્રેય કરી શકે નહી એ સ્વભાવિક છે, જે વિષયનું તેમને જ્ઞાનજ ન હોય તે વિષયમાં તેઓ શું કરી શકે! ધાર્મિક કેળવણીના અભાવે તેઓ પોતાના ધર્મના શીલ શીવાજોને વ્હેમ સમાન ગણતા હોય તો કોમના ધાર્મિક હકોનું

રક્ષણ કરવા માટે તેઓ કાંઇ પણ કરી શકે નહિ, આવા ઘણા દાખલાઓ આપણી કોમમાંથી મળી શકે તેમ છે. આ સઘળું ધાર્મિક શિક્ષણના અભાવેજ ગણી શકાય. શરૂઆતમાં બાળકને એકદમ વર્નાક્યુલર નિશાળમાં મોકલવા કરતાં કોઇ સારા મદરેસામાં મોકલી ધર્મશાસ્ત્રનું યથાયોગ્ય શિક્ષણ આપ્યા પછીજ તેને નિશાળે મૂકવામાં આવે તો કાંઇ પણ વાંધા જેવું નથી. કેમકે બાળપણામાંજ ધાર્મિક શિક્ષણ મળેલું હોવાથી મોટપણે તે સંસ્કારી અને ધર્મચુસ્ત બને છે, પોતાના ધર્મ સિવાય તેને બીજી કોઇ પણ વસ્તુ વધુ પ્રિય લાગતી નથી, તેથી તે ધર્મોન્નતી અને કોમની સેવા બજાવવા માટે સદા તત્પર રહે છે, આવી ભાવનાઓ ધર્મચુસ્ત મુસલમાનોમાંજ ઉત્પન્ન થઇ શકે છે, અને તેવા ભાવનાઓ વડે તેના બન્ને સંસાર સુધારે છે, એટલુંજ નહિ, પણ તેના હાથે ધર્મોન્નતીના અનેક કામો થાય છે. આ સઘળું મુસલમાન બાળકોને ધાર્મિક કેળવણી આપવાથીજ બની શકે છે. આ પ્રમાણે જોતાં મુસલમાનો માટે ધાર્મિક કેળવણી અતિ અગત્યની છે. તેથી પ્રત્યેક મુસલમાને પોતાના બાળકને પ્રથમ ધાર્મિક શિક્ષણ આપવું જોઇએ. વળી ઉર્દુ નિશાળોમાં જે પુસ્તકો શિખવવામાં આવે છે, તે એવા પસંદ કરવા જોઇએ કે જેમાંથી વિદ્યાર્થીઓને ધર્મને લગતું સંગીન જ્ઞાન મળી શકે.

ઉત્તર હિંદુસ્થાનના કેટલાક ભાગોમાં આ પધ્ધતીનુસાર કામ લેવામાં આવેછે, એટલે ત્યાં એવા પુસ્તકો પસંદ કરવામાં આવે છે કે જેમાંથી બાળકોને ધાર્મિક જ્ઞાન મળી શકે, મજકુર શહેરોમાં હઝરત મોહમદ સ૦ અ૦ વ૦, તેમના ચારે ખલીફાઓ અને અન્ય ઇસ્લામી

મહાત્માઓના ટુંક જીવનચરિત્રો પ્રગટ થઇ કેટલાક મદરેસાઓમાં શિખવવામાં આવે છે. અમારા વાંચકવર્ગને તેવો લાભ આપવા માટે મહમ્મદ શરીફુદીનખાન મુરાદાબાદી રચિત સિરતે સિદ્દીક, સિરતે ઉમર સિરતે ઉસ્માન અને સિરતે અલી" નામના ઉર્દુમાં પ્રગટ થએલ પુસ્તકોનું ભાષાંતર મુન્શી ન્યામતપરમાર વલીપરમાર પાસે કરાવી "ખુલફાએ રાશેદીન" નામનું પુસ્તક અમારા તરફથી બહાર પાડવામાં આવ્યું છે. જેમાં ચારે ખલીફાઓનું ટુંક જીવનચરિત્ર આપવામાં આવેલું છે. હઝરત મહમદ સ૦ અ૦ વ૦ ની વફાત પછી આપણા ખલીફાઓએ કેવી કાર્યદક્ષતા અને ન્યાયથી રાજ્યાસન ચલાવી ધર્મોન્નતી કરી તેનું આબેહુબ વર્ણન આ પુસ્તકમાં આપવામાં આવ્યું છે, તે સમયના ખલીફાઓની સાદી રહેણી કરણી સમસ્ત મુસલમાનો તરફની સમભાવના, અને ઇસ્લામ તરફની અપુર્વ ભકિત વાંચક વર્ગ ઉપર સારી અસર કરશે એવી અમે આશા રાખીએ છીએ. આવા પુસ્તકો અન્ય ભાષાઓમાં તો અત્યાર આગમચ પ્રગટ થઇ ચુક્યાં છે, પણ માત્ર ગુજરાતી ભાષામાંજ તેની ખોટ હતી જે હાલમાં અમારા તરફથી પુરી પાડવામાં આવી છે, ભાગ્યેજ કહેવાની અગત્ય છે કે ચારે ખલીફાઓનું જીવનવૃત્તાંત ગુજરાતી ભાષામાં તો આ પહેલુંજ છે. અને જો વાંચકવર્ગ તરફથી અમને યોગ્ય ઉતેજન મળશે તો અમે ચારે ખલીફાઓના જીવનચરિત્રો જુદા જુદા પુસ્તક રૂપે બહાર પાડવાને શકિતવાન થઇશું, એટલુંજ નહિ પણ "ધર્મ" ને લગતા અનેક પુસ્તકો પ્રગટ કરી કોમની સેવા બજાવીશું. પણ તે સઘળું વાંચકવર્ગ તરફથી મળતા ઉતેજન ઉપર આધાર રાખે

છે. કાગળ શાહી, વિગેરે વસ્તુઓની મોંઘવારીને લીધે સદરહુ પુસ્તકની એક રૂપિઓ કિંમત રાખવામાં આવી છે, આ પુસ્તક પ્રગટ કરવામાં શેઠ અહમદ મુસા દામનીવાળાએ અમને જે આર્થીક મદદ આપી છે, તે વડેજ અમે આ પુસ્તક બહાર પાડવાને શક્તિ-વાન થયા છીએ. સી૦ દામનીવાળા જેવા બીજા ઉદાર ગૃહસ્થો આવા કોમોપયોગી સાહિત્યમાં મદદ કરે તો બેશક કોમને લાભ થયા વિના રહે નહિ.

આ જગ્યાએ અમે મી૦ દામણીવાળાનો પણ આભાર માનીએ છીએ. આ પુસ્તકનું અનુવાદ મુન્શી ન્યામતપરમાર વલીપરમારે કરેલું છે. કંપોઝીટરો મોટા ભાગે હિંદુ હોવાથી પુસ્તકમાં જો કાંઈ ભુલ રહી ગઇ હોય તો તે દરગુજર કરવા અમારા વાંચકવર્ગને વિનંતી કરીએ છીએ.

**પ્રકાશક.**



# ખુલફાએ રાશેદીન.

## હ૦ અબાબકર સિદ્દીક રદી૦

### વંશ.

હઝરત અબુબકર સિદ્દીકનું પવિત્ર નામ અબ્દુલ્લાહ જાહેર હતું અને મહા વિદ્વાન સુદી પણ તેજ કહે છે. વંશાવળી નીચે પ્રમાણે.

અબ્દુલ્લાહ બિન તહાફા, બિન ઉસ્માન; બિન આમિર, બિન ઉમર, બિન કઅબ, બિન સઅદ, બિન તીમ, બિન મરહે, બિન કઅબ, બિનલવી બિન ગાલિબલ કુરશી.

હઝરત પયગમ્બરે ખુદા સ૦ અ૦ સ૦ નું વંશ મરેહથી જઈ મળે છે.

## ઇલકાબ.

એમ કહેવામાં આવે છે, કે આપનું મુબારક નામ અતીક હતું પરંતુ ઘણા લોકોના અભિપ્રાયોથી આ લકબ હતું. તેનું કારણ એ કે આપના ઉપર દોઝખની અગ્નિ હરામ છે એટલે આપ દોઝખથી મુક્ત છે. ઘણા અસ્હાબો કહે છે કે આપ અતિ રૂપાળા હોવાથી આપનું નામ અતીક પ્રસિદ્ધી પામ્યું છે.

બીજો ઇલ્કાબ આપનો સિદ્દીક (સાચા) છે. જમકુરી ઇસ્લામના ઇતિહાસકારોનો આ ઉપરજ અભિપ્રાય સિદ્ધ થયો છે. નાબૂક ફ્રિયતના સમયમાંજ આપ આ લકબથી ઓળખાવવા લાગ્યા હતા. અને જ્યાં સુધી પોતાની જીંદગી રહી ત્યાં સુધી બીજા કોઇપણ નામથી પોતાને ન બોલાવ્યા હઝરત સ૦ અ૦ સ૦ ને મઅરાજ થઇ તે હકીકત ઉપર પહેલાં આપેજ સત્ય માની તેના ઉપર ઇમાન મજબુત કર્યો હતો.

## જન્મ.

હઝરત અમીરૂલ મોઅમેનીન હઝરત સલ્અમથી બે માસ પછી અવતર્યા અને હુજુરે અનવર સ૦ અ૦ સ૦ ના સ્વર્ગવાસ સમયે આપની ઉમર ૬૩ વર્ષની હતી.

## કામ ( ધંધો )

આપ પોતાની કોમમાં અગ્રેસર માનવંતા ગણાતા હતા. અને આભાર કરવો તથા મરૂવ્વત રાખવા તે તો આપનો મુખ્ય ધંધો

હતો આપ જે નખતે નાવાકિફ ( જાહીલ ) હતા તે સમયમાં પણ અરબસ્તાનના મોટા મોટા અમીરો પણ આપની સલાહ લેતા હતા. ખુની કેસ અને ભારે દંડના જજમેન્ટોના ફેસલા આપજ કરતા હતા જહાલતના સમયમાં પણ આપ પવિત્ર અને પ્રમાણિક હતા. હઝરત ઉસ્માન રદી૦ અને આપે કોઇ દિવસ દારૂ પીધો નથી. તેમ એવું કોઇ કામ પણ નથી કર્યું કે જેની ગણના ખોટા કામોમાં થાય આપથી એક વખત ખુલાસો કરવામાં આવ્યો કે આપે દારૂને પણ મોઢું અડકાડ્યું છે ? આપે કહ્યુ કે કદી નહિ. હું નથી ઇચ્છતો કે આવી નકામી અને નાપાક વસ્તુને મારે મોઢે અડકાડું કે જેથી આબરૂ અને મરૂવ્વતના સદગુણો મારામાંથી નાશ પામે; ને શરીરમાં દુર્ગંધ આવે જનાબ સ૦ અ૦ સ૦ ને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે એ વખત આપે તસ્દીક કરી. ( એટલે ખાતરી કરી લોકોને બોધ આપ્યો. ]

## સ્વરૂપ.

હઝરત ઉમ્મુલ મોઅમેનીન આયેશા સિદ્દીકા રદી૦ ફરમાવે છે કે આપનું સ્વરૂપ આ પ્રમાણે હતું—રંગ ગોરો, શરીર હલકું, ગાલ બેઠેલા, આંગળાના મુળમાં માંસ ઓછો કપાળ પર હંમેશ પરસેવો, મેહદીના ખિઝાબનો ઉપયોગ કરતા હતા, આપની પધરામણીનાં સમયે ( મદીનામાં પધારતી વખતે ] હઝરત સરવરે કાયનાત સ૦ અ૦ સ૦ ની દાઢી મુબારકમાં કંઇક કાળા તથા કંઇક ધોળા એ પ્રમાણે વાળ હતા.

# ઇમાનથી ભાગ્યશાળી થવું.

હઝરત સરવરે કાયનાત સ૦ અ૦ સ૦ એ જ્યારે આપની રૂબરૂ ઇસ્લામ કબુલ કરવાની ભલામણ કરી તો તરત આપે ઇસ્લામ કબુલ કર્યું વિદ્વાન બહીકી ફરમાવી ગયા છે કે. ઇસ્લામ કબુલ કરવાનું આમંત્રણ જ્યારે અબુબકર સિદ્દીકને આપવામાં આવ્યું તો આપે બીજા લોકોની વિરૂધ્ધ કાંઇપણ તકરાર કરી નથી. અને ફકત [ સદકત યા રસુલલ્લાહ ] [ સાચું છે. યા રસુલલ્લાહ] એમ કહી ઇમાન લાવી મુસલમાન થયા. ઘણું કરીને હઝરત સ૦ અ૦ સ૦ નો પવિત્ર હુકમ છે કે જ્યારે લોકો ઇસ્લામને જુદું સમજી તેની ખોટી ચરચા ઓ કરતા હતા તેમાં ફકત અબુબકરજ એવા હતા. કે જેમણે સાચું માની ઇસ્લામ કબુલ્યું.

ઇસ આદત બઝોર બાઝુ નેસ્ત;
તાન બખ્શદ ખુદાએ બખ્શંદાહ.

ભાવાર્થ—આવી નેકી કંઇ હાથના ઝોર લડાઇથી મળતી નથી. જ્યાં સુધી આપનારો તેને ન આપે ત્યાં સુધી મળી શકે નહિ.

રિસાલતના દરબારમાં આપની હાજરી ( હઝરત સ૦ અ૦ સ૦ ની સેવામાં હાજર રહેવું. )

હઝરત અમીરૂલ મોઅમેનીન હઝરત સ૦ અ૦ સ૦ ની સેવામાંથી પરવાનગી લીધા સિવાય જુદા થતા નહોતા. મુસાફરીમાં મુસી-

અંતમાં જેવી રીતે દીવા ઉપર પતંગીયું આશક રહે છે તેવીજ રીતે આપ હઝરતની સાથે રહેતા હતા. બીબી અને બચ્ચાંઓને ખુદાને હવાલે સોંપી આપ હઝરત રસુલે ખુદા સ૦ અ૦ સ૦ ની મહોબતમાં તેમને ( બીબી બચ્ચાંને ) મૂકી રવાના થયા. ને ધરા ( ગાર અગર ખાડો ) માં હુઝુર સ૦ અ૦ અ૦ ની સાથે રહ્યા. યુદ્ધમાં પહેલાં આપ રહ્યા તેમજ ઓહદના યુધ્ધમાં આપ એકલાજ હતા. ને તે છેલ્લે સુધી અચળ રહ્યા. નહિતર બીજા લોકો તો નાશી ગયા હતા. બદરની લડાઇમાં હઝરત અબ્દુરરહેમાન રદી૦ ( આપનાં દીકરા કે જેઓ પછીથી મુસલમાન થયા ) મુશરિકોની મદદે રહેતા હતા. અને હઝરતથી તેમનો એ ત્રણ વખત વઢવાનો પ્રસંગ આવ્યો હતો. હઝરત અબ્દુરરહેમાન. રદી. એ. સન્માન રાખી અદબના કારણે પોતાના હાથને રોકી લીધો અને ઇમાન લાવી મુસલમાન થયા. ત્યાર પછી આ હકીકત કહી આપે કહ્યું કે જો કદાચ મને એવો પ્રસંગ મળત તો હું જરૂર તમને ( નિશાન બનાવત. ) જગજાહેર કરવા તજવીજ કરત.

## બહાદુરી.

હઝરત અમીરૂલ મોઅમેનીન અલી. કર૦ વ૦ એ એકવાર હાજર રહેલાઓને હુકમ કર્યો કે આપ બહાદુર માણસને ઓળખી શકો છો. બધાએ મળી હઝરત તરફ ઇશારો કર્યો ( કે આજ ) આપે ફરમાવ્યું કે હું મારા બરોબરીવાળાથી લડું છું. હું બહાદુર છું એ વાત ખરી નથી. બતાવો બહાદુરમાં બહાદુર કોણ છે. બધાએ મળીને અજાણપણું જાહેર કર્યું હઝરત અલી રદી૦ એ હુકમ કર્યો કે અબુબક્ર

સિદ્દીક છે. બદરની લડાઇના પ્રસંગે હઝરત સલ્અમના રક્ષણ માટે અમોએ એક સાદબાન બનાવ્યું હતું. અને જ્યારે તજવીજ કરી કે કોઇ પણ માણસ આ વખતે જીવ કુરબાન કરનાર છે ? ત્યારે ખુદાના કસમ કોઇની હિંમત ચાલી નહિ પરંતુ હઝરત અબુબકર ઉઘાડી તલવાર કરી ઉભા રહ્યા અને કોઇ મુશરિક્ની તાકત નહોતી કે આપનો સામનો કરી શકે.

બીજો પ્રસંગ એ કે એક વખત મુશરિકોએ હઝરત રસાલત મઆબ. સ. અ. સ. ને ઘેરી લીધા હતા. અને કહેવા લાગ્યા કે તમેજ ખુદાને એક બતાવો છો ? તે વખત પણ કોઇની હિમત ચાલી નહિ કે આવી એક મોટી ફોજ સાથે મુકાબલો કરી શકે ! તે વખતે પણ હઝરત અબુબકર સિદ્દીક રદી. આવેશમાં આવી આગળ ધસ્યા ને કુફફાર લોકોને મારવાની શરૂઆત કરી અને કહેતા હતા કે, દીલગીરી છે. તમારા ઉપર કે પરવરદિગારની ઐક્યતાનો જે તમને બોધ અને કેળવણી આપનાર છે. તેને દુઃખ આપવાને તત્પર છો. આ હકીકત ફરમાવી અમીરૂલ મોઅમેનીન અલી કર. વ. ની આંખોમાં આંસુ નીકળી આવ્યાં અને કહેવા લાગ્યા કે ગૃહસ્થો જરા બતાવો તો ખરા કે ફિરઓન ઓલાદના મોઅમેનીન સારા હતા કે, અબુબકર ! ! કોઇએ જવાબ ન આપ્યો. ત્યારે આપે હુકમ કર્યો નિઃસંશય હઝરત અબુબકરની ભક્તિની ૧ ઘડી તેમની હજાર ઘડીઓની ભક્તિ કરતાં સારી છે તેઓ પોતાના ઇમાનને સંતાડી રાખતા હતા. એમ આપે જાહેર રીતે ફરમાવ્યું.

હઝરત ઉમ્મુલ મોઅમેનીન આયેશા સિદ્દીકહ. રદી.

ફરમાવે છે કે જ્યારે ૮ માણસો મુસલમાન થયા ત્યારે હઝરત અબુબકર સિદ્દીકે જનાબ હઝરત સરવરે કાયનાત આગળ વિ૦ કરી કે ઇસ્લામને માટે જાહેરાત કરવી જોઇએ.

હુઝુરે અનવર સ. અ. સ. એ ફરમાવ્યું કે, હમણા સંખ્યા ઓછી છે એટલે આવી જાહેરાત કરવી વ્યાજબી નથી. પરંતુ હઝરત અબુબકરે આગ્રહપૂર્વક પોતાની વિનંતી ફરી પણ નિવેદન કરી છેવટે હજુરે મંજુર કરી મસજીદમાં જાહેરાત આપી અને પોતાની ખૂબી હતી કે આવા બારીક સમય છતાં પણ મુશરિકો કંઈ પણ કરી શકયા નહિ.

## નરમાશ અને સ્વાગતા.

અમીરૂલ મોઅમેનીન રદી. ઘણાં ખાતર બરદાસ્ત કરનારા ને નરમ સ્વભાવવાળા હતા, સામાન્ય મુસલમાનોમાં એવી રીતે બેસતા હતા કે કોઇ ઓળખી શકે નહિ હઝરત અમીરૂલ મોઅમેનીન ઉમર ખત્તાબ રદી. એક ઘરડી અને લાચાર ડોસીની સેવા રાતના સમયે કર્યા કરતા હતા. તે ગરીબ ડોસી મદીના તૈયબાની પાસેજ રહેતી હતી. થોડા દિવસ પછી આપે જોયું તો આપના આવ્યા પહેલાં તે ડોસીનો કોઇ બીજો માણસ કામ ધંધો કરી જાય છે. આપને આશ્ચર્ય લાગ્યું અને સંતાઇ રહીને જોયું તો તે માણસ અબુબકર સિદ્દીકજ હતા. હઝરત ઉમર રદી. એ આપને જોઇ લીધા અને કહ્યું કે બેલાશક આપથી કોઇ વશેષ નરમાશ અને ચાકરી કરનારો નથી

ને તે સમયની જરૂરીયાત, અડચણોમાં આવી રીતે મદદ આપવાથી વધારે નામવરી ઉત્પન્ન થાય છે, તે પ્રસંગે આપના ઉપરજ ખિલાફતનો બોજો પણ હતો.

એક વખત અમીરૂલ મોઅમેનીન રદી. રિસાલતના મીમ્બર ઉપર બેસેલા હતાં એટલામાં હઝરત ઇમામ હસન રદી. આવ્યા હઝરત ઇમામ રદી. નહાની વયનાં હતા કહેવા લાગ્યા મારા પિતાજીના મિમ્બર ઉપરથી ઉતરી જાઓ. આપે તેમને ખોળામાં લઇ લીધા. અને રોવા લાગ્યા. ને જવાબ આપ્યો કે બેશક મિમ્મર આપનોજ છે.

## પૈસાની સખાવત. ( માલની સખાવત )

તમામ અસહાબીઓ પૈકી આપ બધાથી વધારે સખી હતા. જનાબ સરવરેકાયનાત સ. અ. સ. નો પવિત્ર હુકમ છે કે જેટલો ફાયદો અબુબકરના માલથી પહોંચ્યો, તેટલો કોઇથી નહિ. એક હદીપમાં છે કે હઝરત સ. અ. સ. પોતાના ખર્ચ જોગ વાપરવા સારૂ રાખતા. જ્યારે આપ મુસલમાન થયા ત્યારે ચાલીસ હજાર દીનાર આપની પાસે હતા તે બધા હઝરત સ.અ.સ. ઉપર કુરબાન કરી દીધા.

ઇસ્લામની પ્રસિધ્ધીમાં હમેશાં આપ પ્રથમ રહેતા અને કેટલેક પ્રસંગે આપે તમામ પુંજી કુરબાન કરી નાખી હતી. હઝરત અમીરૂલ મોઅમેનીન ઉમર રદી. ફરમાવે છે કે, એક વખત હઝરત સ. અ. સ. એ કંઇ માલ કુરબાન કરવાનો હુકમ આપ્યો ત્યારે મેં કહ્યું ( હઝરત ઉમર ) કે હઝરત અબાબકર સિદ્દીક કરતાં હું વધારે આપીશ

( કુરબાન કરીશ ) આવો વિચાર કરી અર્ધી મીલકત વહેંચી દીધી હઝરત સ૦ અ૦ સ૦ એ તજવીજ કરી કે બીબી અને બચ્ચાંઓ માટે કંઇ રાખ્યું કે નહિ ? મેં કહ્યું કે અર્ધો અર્ધ. હઝરત અબા-બકર સિદ્દીકે તમામ મીલકત કુરબાન કરી નાખી હઝરત સ૦ અ૦ સ૦ તેમને પણ ઉપર પ્રમાણે પૂછ્યું. ત્યારે આપે જવાબ આપ્યો કે ખુદાની ઝાત અને આપ એ બે મારા માટે ઘણુંજ છે મેં કહ્યું કે હું કોઇ પણ રીતે એમનાથી વધી શકું તેમ નથી હઝરત સ૦ અ૦ સ૦ ફરમાવે છે કે મેં બધાના ઉપકારોનો સરવાળો કર્યો પરંતુ અબાબકર રદી૦ બાકી રહી ગયા ને તેનો બદલો કયામતના દીવસે પરવરદિગાર તેમને આપશે. ( આ રિવાયત અબુ હુરેરા રદી૦ એ કરી છે. )

હઝરત ઇબ્ન અબ્બાસ રદી૦ ફરમાવે છે કે, જનાબ સરવરે કાયનાત સ૦ અ૦ સ૦ ફરમાવે છે કે અબુબકર રદી૦ કરતાં કોઇના ઉપકારો મારી જાત ઉપર વધારે થયેલા નથી આપે ( અબુબકરે ) પોતાના જીવ કરતાં પણ મને વધારે વહાલો સમજી મદદ કરી છે. માલ કુરબાન કર્યો અને પોતાની દીકરી સાથે મારો નિકાહ કર્યો.

## હઝરત અમીરૂલ મોઅમેનીનનો ઇલ્મ.

બધા અસ્હાબીઓ કરતા આપ વધારે વિદ્વતા ધરાવતા હતા. ને પવિત્ર પણ હતા. આપનો એવો હુકમ હતો કે જે માણસ જકાત અને રોઝામાં તફાવત બતાવશે તેને હું કતલ કરીશ-હઝરત સરવરે કાયનાત સ૦ અ૦ સ૦ ના વખતમાં જે પ્રમાણે આપતા હતા તેમાંથી

એક લગાર પણ ઓછું આવશે. તો તેનો બદલો તેને હું આપીશ ને શિક્ષા ભોગવવા તેણે તૈયાર રહેવું. કેવા બહોળા વિચારનો બોધ !!!

જ્યારે કોઇ કામમાં અસ્હાબીઓના મત જુદા જુદા થઇ જતા. તો તેનો ફેંસલો આપ કરતા હતા. ને તે ફેંસલો બરોબર ઇન્સાફીજ લેખાતો હતો. ને તેમાં કોઇને કંઇ પણ કહેવાનો માર્ગ રહેતો નહોતો. હઝરત સ૦ અ૦ સ૦ ફરમાવે છે કે બધાથી વધારે અને સારી મિત્રતા અબુબકર સિદીક રદી૦ ની છે. તેમજ ઇસ્લામી ભાઇચારો અને પ્રિતી સદા બધા અસ્હાબીઓ કરતાં આપને કુરઆન શરીફની વકરીયત ( માહિતી ) વધારે હતી. ને આજ કારણથી હઝરત રસુલે ખુદા સ૦ અ૦ સ૦ એ નમાઝમાં ઇમામ બનાવ્યા. ને પોતે ( હઝરત સરવરે કાયનાત સ૦ અ૦ સ૦ એ, હુકમ આપ્યો હતો કે હઝરત અબાબકર રદી૦ કરતાં ઇમામતને માટે વધારે હકદાર કોઇ નથી કારણકે આપ અલ્લાની કિતાબના આલિમ છે.

કુરઆન શરીફના ઇલ્મ સિવાય આપ સુન્નતોના પણ તેવાજ આલિમ હતા. જનાબ સ૦ અ૦ સ૦ ની:સોબતનો લાભ શરૂઆતથી તે અંતકાળ સુધી મેળવ્યો હતો. આ વાતો છતાં બધાને આશ્ચર્ય લાગે છે કે આપનાં તરફથી થોડીજ બહાર પડી છે તેનું કારણ આ કે હઝ- રત સ૦ અ૦ સ૦ ની પછી આપની ઉમર થોડી થઇ રહી ગઇ. કદાચ આપની જીંદગીમાં વધારો થયો હોત. તો આશા હતી કે આપના તરફથી એટલી બધી હદીષોને રિવાયતો બહાર પાડવામાં આવત કે તેની સંખ્યા બધા અસહાબીઓ કરતાં વધી જાત બીજું કારણ એકે

અસ્હાબીઓ રદી૦ અને હઝરત અમીરૂલ મોઅમેનીનનો સમય એકજ હતો. ને હઝરતની ખાસ પ્રસન્નતા મેળવી હતી. ( બેરૂએ ) અને જે જે અડચણો દીનમાં આડે આવતી હતી હઝરત સરવરે કાયનાત સ૦ અ૦ સ૦ થી તેનો ખુલાસો થઇ જતો હતો. માટેજ આપના તરફથી રિવાયતો ઓછી જોવામાં આવે છે હઝરત અમીરૂલ મોઅમેનીન રદી૦ નો એવો રિવાજ હતો કે દરેક ખુલાસા માટે કુરઆન શરીફમાં શોધ કરતા હતા. કદાચ ન મળે તો હઝરત સ૦ અ૦ સ૦ ના અનુકરણ અગર પુછી લઇ ખુલાસો મેળવી તે પ્રમાણે વર્તતા કદાપિ આવો પણ પ્રસંગ ન મળતો તો બધા અસ્હાબીઓની સલાહ મેળવતા ને તેપ્રમાણે ફેંસલો કરતા હઝરત ઉમર રદી૦ દરેક મસલા માટે કુરાનમાં શોધ કરતા ને ન મળેથી હઝરત અબાબકર સિદ્દીક રદી૦ નુંજ અનુકરણ કરતા.

અમીરૂલ મોઅમેનીન હઝરત અબાબકર રદી૦ આખા અરબસ્તાન અને ખાસ કરીને કુરેશના તો મોટા નસ્સાબ હતા.

અરબસ્તાનનો પ્રસિદ્ધ નસ્સાબ જબીર બિન મઅતમ કહે છે કે આ વિદ્યામાં હઝરત મોસુફનેજ સંપુર્ણ માનું છું અર્થાત જબીરથી વધારે અન્સાબ અરબનો જાણનાર કોઇ નહોતો માટે સાબિત થાય છે કે હઝરત રદી. નો દરજો પણ આ વિદ્યામાં કેટલો વધ્યો હતો. ઇલ્મ તાઅબીર [ સ્વપ્નાના ખુલાસા કરવાની વિદ્યા ] માં પણ આપને ઘણી માહીતી હતી. હજરત સ૦અ૦સ૦ના વખતમાં આપ સ્વપ્નાની હકીકતો કહેતા હતા વિદ્વાન મોહંમદબિન સીરી રહ૦ ને ઇતિહાસવેત્તાઓ

સ્વપ્નાના ખુલાસા કરનારને મોટો વિદ્વાન લેખે છે. કહે છે કે હઝરત સ૦ અ૦ સ૦ ના પછી આ વિદ્યામાં હઝરત અમીરૂલ મોઅમેનીનનો દરજ્જો હતો.

શુદ્ધ ભાષામાં આપ સુપ્રસિધ્ધ હતા. અરબસ્તાનના લોકોની કહેણી છે કે–ઇસ્લામમાં શુધ્ધ વકતા એવા એવા થઇ ગયા છે કે તેમના જેવા બીજા નથી થયા. એટલે હઝરત અબાબક્ર સિદ્દીક તથા હઝરત અલી કર૦ વ૦ હઝરત સ૦ અ૦ સ૦ એ એક ભાષણની મિટીંગ ભરી જેમાં હઝરત અલી:રદી૦ હઝરત અબુબક્ર રદી૦ ઉમર રદી૦ ઉસમાન રદી૦ તલહા રદી૦ ઝુબીર રદી૦ અસીદ રદી૦ વીગેરે સાહેબો હતા.

મઆઝ રદી૦ ની યમનની રવાનગી બાબતનો મસલો હતો. તમામ અસ્હાબીઓએ અબુબક્ર રદી૦નો અભિપ્રાય પસંદ કર્યો. ને તે ઉપર હઝરત સરવરે કાયનાત સ૦ અ૦ સ૦ એ ફરમાવ્યું કે પરવરદિગાર પણ એજ ઇચ્છે છે કે કોઇપણ કામમાં આપે ભુલ ન કરવી.

હઝરત સ૦ અ૦ સ૦ રદી૦ ફરમાવે છે કે હઝરત રસુલે ખુદા સ૦ અ૦ સ૦ ના સમયમાં ચાર બુજુર્ગોએ કુરઆન શરીફ હિફ્ઝ કર્યો હતો. તેમાં હઝરત અબાબક્ર સિદ્દીક પણ હતા. ઇમ્ન અબી દાઉદનો આ હુકમ છે કે આપના સમય સુધી કુરઆને પાક એકઠું થએલું નહોતું. માટેજ હાલમાં જેવી રીતે એકઠું કરી પધ્ધતિસર ગોઠવણ થઇ છે. તેવી (ઉસમાની ગોઠવણ નહોતી) ને તેજ પ્રમાણે આપે મોઢે યાદ કરેલ હતું.

હઝરત અબુબકરનો મરતબો બીજા અસ્હાબો કરતાં સુન્નત જમાતના તમામ આલિમોનો એવો અભિપ્રાય (માન્યતા) છે કે હઝ-રત પયગમ્બર ખુદા સ૦ અ૦ સ૦ ના પછી તમામ અસ્હાબીઓમાં અબાબકર સિદ્દીક રદી૦ શ્રેષ્ટ છે. આપના પછી નીચેના અનુક્રમ પ્રમાણે બીજા અસ્હાબીઓના દરજ્જા છે.

હઝરત ઉમર રદી૦ હઝરત ઉસમાન રદી૦ હઝરત અલી રદી૦ અસ્હાબે અશરા મુબશરહ રદી૦ બદરના યુધ્ધમાં સામિલ રહેલા તથા ઓહદની લડાઇ વખતે સામિલ રહેલા અને હઝરતના અહલે બય્ત એ સિવાય તમામ બીજા હઝરત સ૦ અ૦ સ૦ના અસહામીઓ હતા.

હઝરત ઇબ્ન ઉમર રદી૦ ફરમાવે છે કે હઝરત સરવરે કાયનાત અમો બધામાં શ્રેષ્ટ હઝરત અબુબકર રદી૦ ને ગણુતા હતા. ને તેમના પછી હઝરત ઉમર રદી૦ અને હઝરત ઉસમાન રદી૦ ને ગણુતા હતા. હઝરત ઉમર રદી. એ એક વખત પોતાને ( હઝરત ઉમર રદી૦ ને ) **ખયરૂન્નાસ બઅદ રસુલલ્લાહે સલઅમ** ( એટલે રસુલલ્લા સ૦ અ૦ સ૦ ના પછી નેક માણસ ) આવી રીતે કહ્યું ત્યારે આપે જવાબ આપ્યો કે તમે પોતાને શા માટે જુદા પાડયા. તમે તે મોટા માણસ છો કે જેમના માટે હઝરત સ૦ અ૦ સ૦ એ ખાસ વખાણ કર્યા છે. કે ઉમર રદી૦ કરતાં શ્રેષ્ટ માણસ ઉપર સૂર્યનો પ્રકાશ પડતો નથી. ( ઉમરસે બેહતર શખ્સ પર આફતાબકી રોશની નહિં પડતી ]

પરવરદિગાર જાણે કે આ કેવો લેહઝતદાર ઉત્તર છે ને બેઉ સાહેબો અરસપરસ પોતાના દરજ્જાઓ પોતેજ જાણી શકતા હતા

સાચું છે કે " કદરે ગવહર શાહ દાનદ યા બદાનદ જવહીર " એટલે ઝવેરની કદર બાદશાહ જાણે અગર ઝવેરી જાણે.

હઝરત મોહંમદ બિન અલી કર. વ૦ ફરમાવે છે કે એક વખત મેં મારા માતપિતાને પૂછ્યું કે હઝરત સરવરે કાયનાત પછી કોણ શ્રેષ્ટ છે? આપે જવાબ આપ્યો કે અબાબકર રદી૦ અને તેમના પછી ઉમર રદી૦ હઝરત ઉમર રદી૦ એ એક વખત મિમ્બર ઉપર રહી કહ્યું કે અમો બધામાં અબાબકર શ્રેષ્ટ છે, જે માણસ આથી વિરૂદ્ધ કહેશે તે કનિષ્ટ છે. હઝરત અલી કર૦ વ૦ નો ખાસ ફરમાન છે કે જે માણસ મને હઝરત અબાબકર સિદ્દીક રદી૦ તથા હઝરત ઉમર રદી૦ ઉપર શ્રેષ્ટતા આપશે. તેની શિક્ષા (કુરો) એટલે ૮૦ ફટકા છે. હઝરત અબદુલ્લા બિન શફીક હઝરત ઉમ્મુલ મોઅમેનીન આયેશા સિદ્દીકા રદી૦ થી તજવીજ કરી કે તમામ ઉમ્મતમાં હઝરત રસુલે ખુદા સ૦ અ૦ સ૦ ને કોણ વધારે વ્હાલું છે. આપે જવાબ આપ્યો કે હઝરત અબાબકર રદી૦ ને તેમના પછી હઝરત ઉમર રદી૦ નું નામ લીધું,

હઝરત અમાર બિન યાસર રદી૦ ફરમાવે છે કે જનાબ રિસાલત મઆબ સ૦ અ૦ સ૦ નો હુકમ છે કે જે માણસ હઝરત અબાબકર સિદ્દીક રદી૦ હઝરત ઉમર રદી૦ ઉપર બીજાને શ્રેષ્ટતા આપે છે. તે મહાજરીન તથા અનસાર ઉપર જૂલમ કરે છે, ( મહાજરીન એટલે સાથે આવનારા ને અન્સાર એટલે મદદ દેનારા. )

# કુરઆન શરીફની આયાતોથી હઝરત અમીરૂલ મોઅમેનીન રદી. ની સાબિત થએલી મોટાઇ

ઘણાક ઇસ્લામી વિદ્વાનોએ આ હકીકતને મક્કમપણે વર્ણવી છે. પરંતુ સિદ્દીક રદી૦ ના જીવનચરિત્રની કિતાબમાં એટલો બધો લંબાણથી વિવેચન કરેલો નથી કે તેમાં બધાનો સમાવેશ થાય. માટે થોડીક હકીકત ઉપરથી લખવામાં આવે છે. પરવરદિગાર કુરઆને પાકમાં હુકમ ફરમાવે છે કે **ષાની યષ નયન ઇઝ હુમાફીલ ગનાદ્દ ઇઝ યકુલો લેસાહિબહી લા તહઝન ઇન્નલ્લાહા મઅના ફનઝલલ્લાહો સકીનતહું અલયહે.** ઉલ્મા લોકો ફરમાવે છે કે ઉપરની આયતમાં જયાં સાહિબહી લખ્યું છે. તે હઝરત અબાબકર રદી૦ નેજ માનવા.

હઝરત અમીરૂલ મોઅમેનીન રદી૦ એ ઉમીઆ બિન ખલફ અને અબી બિન ખલફની પાસેથી હઝરત બિલાલ રદી૦ ને વેચાતા લઇને મુક્ત કર્યા હતા. ( માલિકપણાથી ) ત્યારે **વલ્લયલે ઇઝા યખ્શા થા ઇન્ન સઅય કુમલશત્તા** સુધી સુરત ઉતરી.

આપનો હમેશ એવો રિવાજ હતો કે ઘરડી ઓરતોને મુસલમાન કર્યા બાદ વેચાતી લઇને આઝાદ કરી દેતા હતા. તે ઉપર આપના પિતાશ્રીએ એક વખત કહ્યું કે તમે જવાન સ્ત્રીઓને પણ ખરીદ કરી તેવી રીતે કરો તો સારૂં કે પ્રસંગે તમારા પણ ખપમાં આવી શકે હઝરતે કેવો યોગ્ય જવાબ આપ્યો કે ઘરડાઓને મુક્ત કરવાથી પરવર

દીગાર રાજી રહે તેવા સંભવ છે. નહિ, કે સંસારના ફાયદા માટે. જુવાનોને શું કરીશ. દુનિયા કમાવવાની જરૂર નથી. અર્થાત. પરવરદિગારે. **ફઅમ્મા મન અઅતા વત્તકાથી** છેલ્લી સુરત સુધી પોતાના શુભ સમાચાર જાહેર કરેલા છે.

આપે એક વખત સાત મુસલમાનોને મુકત કરાવ્યા. કે જેમના ઉપર ફકત ઇસ્લામ ધારણ કરવાથીજ જુલમ ગુજરતા હતા અલ્લા તઆલાએ **વસયજન્ન બોહલ અતકલ્લઝી** સુધા છેલી સુરત ઉતારી.

હઝરત અમીરૂલ મોઅમેનીન અલી કર૦ વ૦ એ એક વખત સમ ખાધા ( અલ્લાના સમ ખાધા ) તે બાબત અબાબકર સિદ્દીકથી તજવીજ કરતાં આ આયત ઉતરી **વલ્લઝી જાઅ બિસ્સિદકે વ સદ્દકો બિહિ ઉલાએકા હુમુલ મુત્તકુન** આયત **વસ્સાવિરો હુમાફુલ અમરે** હઝરત અબાબકર સિદ્દીક તથા હઝરત ઉમર રદી૦ ના સંબંધમાં ઉતરી છે.

હઝરત ઇબ્ન હાતમ રદી૦ ફરમાવે છે કે આયત **વલેમન ખાફા મકામ રબહિ જન્નતાને** હઝરત અબુબકર માટેજ ઉતરી છે.

હઝરત ઇબ્ન ઉમર રદી૦ તથા ઇબ્ન અબ્બાસ રદી૦ થી રિવાયત છે કે **વસા બોહલ મોઅમેનીન** થી મતલબ હઝરત અબુબકર રદી૦ તથા હઝરત ઉમર રદી૦ છે.

**આયત ઇન્નલ્લાહા વ મલાએકત્તહિ યસલ્લુન અલન્નબી**

ઉતરી તે તે વખત હઝરત અબાબકર રદી૦ એ હઝરત સ૦ અ૦ વ૦ ની હજુરમાં અરજ કરી કે જેટલી સારી વાતો હઝરત સ૦ અ૦ વ૦ ના માટે ઉતરી છે. તેમાં પરવરદિગારે અમોને પણ શામિલ કર્યા પરંતુ આ પ્રસંગે અમે નાઉમેદ રહી ગયા. ત્યારે આ પ્રમાણે આયત ઉતરી હો વલ્લઝી યુસ્વલ્લે અલયહુમ વમલાએકતહુ હઝરત ઇબ્ન અસાકર રદી૦ બરિવાયત હઝરત અલી૦ બિન હુસેન રદી૦ ફરમાવે છે કે આયત વનઝઅના માફીસુદુરે હિમ મિન ગિ-લ્લિન ઇખવાના અલાસોરો રિન મુતકાબેલિન આપશ્રી હઝરત અબાબકર રદી૦ તથા હઝરત ઉમર રદી૦ ના સંબંધમાં ઉતરી છે.

હઝરત અબ્બાસની સનદ છે કે ઇબ્ન અસાકર રદી૦ ફરમાવે છે કે આયત વ વસટયનલ ઇન્શાના બલ વાલદેહે એહસાના થી લઇને વઅદખિલ્લ દકલ્લઝી કાનુયો અદુન સુધી હઝરત અબા-બકર રદી૦ માટે ઉતરી છે.

## હઝરત અબાબકર રદી૦ બાબત અસહાબીઓનાં મત

આ સિવાય બીજી ઘણી હદીસો આપના સંબંધમાં છે ને તે હદીસો, આયતો, અને બુઝુર્ગોના કહેલા વાકયો આપની ખિલાફતની સાબીતી માટે કંઇ ઓછા નથી. આ કહેવું હઝરત ઉમર રદી૦ નું છે કેઃ —

( ૧ ) હઝરત અબુબકર સિદ્દીક અમારા સરદાર છે. ( ૨ ) અગર તમામ જગતના લોકોના ઇમાનને અને હઝરત અબુબકર રદી૦

ના ઇમાનને કાંટામાં જોખવામાં આવે તો હઝરત અબાબકર રદી૦ ના ઇમાનનો પલ્લો નમશે. ( ૩ ) હઝરત અબાબકર સિદ્દિક રદી૦ દરેક કામમાં ઘણા કુશળ હતા. ( ૪ ) કદાપિ જો હું એમની છાતી ઉપરનો વાળ હોત તો સારૂં થાત. ( ૫ ) જે સ્થિતીમાં હું તેમને સ્વર્ગમાં જોઉં છું તો આશા રાખું છું કે મારી પણ તેવી સ્થિતી થાય. ( ૬ ) હઝરત અબાબકર રદી૦ ના શરીરની સુગંધી કસ્તુરીથી વધારે મળતી છે.

હઝરત અલી કર૦ વ૦ ફરમાવે છે કેઃ-

પરવરદિગારના સોગંદ ખાઇને કહું છું કે અમો નેકીમાં હઝરત અબુબકર રદી૦ કરતાં વધેલા નથી. ( ૨ ) હઝરત રસુલે ખુદા સ૦ અ૦ સ૦ ના પછી હઝરત અબાબકર રદી૦ તથા હઝરત ઉમર રદી૦ શ્રેષ્ટ છે. મારી માયા અને આ સાહેબોનો દ્વેષ એકજ મનમાં એકઠા રહી શકતા નથી.

## હઝરત ઇબ્ન ઉમર ફરમાવે છે.

કુરેશના લોકો પૈકી ત્રણ મહાત્માઓ છે કે તેમના જેવા બીજા નથી. (૧) હઝરત અબાબકર સિદ્દીક રદી૦ (૨) હઝરત ઉસમાન બિન અફફાન રદી૦ (૩) હઝરત અબુઓબેદા બિન લજરાહ રદી૦

હઝરત ઇબરાહીમ નખઇ રદી૦ ફરમાવે છે કે હઝરત અબાબકર રદી૦ ઘણા મહેરબાન અને દયાવાળા બુઝુર્ગ છે.

હઝરત રબીઅ. બિન અન્સ રદી૦ ફરમાવે છે કે (૧) હઝરત અબાબકર રદી૦ રહેમતના પાણી રૂપ છે. કે જે રહેમતના વરસાદથી બધે સ્થળે ફાયદો પહોંચે છે. (૨) જુના નબીઓના અસ્હાબીઓ પૈકીમાં હઝરત અબાબકર સિદ્દીક રદી૦ ની કોઇ બરાબરી કરી શકે તેમ નથી. હઝરત રબીઅ બિન બકાર રદી૦ ફરમાવે છે કે હઝરત સ૦ અ૦ વ૦ ના ખતીબ ( ખુતબો પઢનારા ) હઝરત અબાબકર રદી૦ તથા હઝરત અલી રદી૦ છે.

હઝરત અબુ હસન રદી૦ ફરમાવે છે કે આદમ અલયહિસ્સલામની ઓલાદમાં અંબીઆ તથા મુરસલીનોની પછી હઝરત અબાબકર રદી૦ થી કોઈ શ્રેષ્ટ થયો નથી.

વિદ્વાન ઝહદી રહ૦ અ૦ પોતાની રચેલી કિતાબ મજાલસ્તમાં લખે છે કે ( કહે છે ) ઇબ્ન અસાકર અને રિવાયત શઅબીથી કહે છે કે, પરવરદિગારે અબાબકર સિદ્દીકમાં ચાર અમુલ્ય સદગુણો રાખેલા છે. જે બીજાઓમાં નથી. (૧) પોતે સિદ્દીક છે ને આપના વિના બીજા કોઇને પણ આ ઇલકાબ મળેલો નથી. (૨) આપે ગારમાં હઝરત સ૦ અ૦ વ૦ ની સાથે રહી મદદ આપી. (૩) આપે હઝરત સરવરે કાયનાતની સાથે પોતાના વતનનો ત્યાગ કર્યો (૪) હઝરત સ૦ અ૦ વ૦ એ તમામ મુસલમાનોને મુક્તદી ( ઇમામની પછવાડે રહી નમાઝ પઢનારા ) અને આપને ઇમામ બનાવ્યા. ( નમાઝમાં સર્વથી આગળ રહી નમાઝ પઢાવનાર.)

ઇબ્ન મસીબ કહે છે કે હઝરત અબાબકર સિદ્દીક રદી૦ હઝરત

સ૦ અ૦ વ૦ ના પ્રધાન હતા. ને દરેક કામમાં હુજુરે અન્વર સ૦ અ૦ વ૦ આપની સલાહ લેતા હતા.

## ખિલાફત.

હઝરત સ૦ અ૦ વ૦ ના સ્વર્ગવાસ પછી મહાજરીન અને અન્સારના બે ટોળા થઈ ગયા. હઝરત અલી કર૦ વ૦ અને હઝરત ઝુબૈર રદી૦ અને થોડાક લોકો હઝરત બીબી ફાતમા રદી૦ ના ઘર આગળ ગયા તમામ અન્સાર લોકો બની સાઅદના ઘરમાં એકઠા થયા અને તમામ મહાજરીન હઝરત અબાબકર રદી૦ ની સેવામાં હાજર થયા. ને મસલા બાબત મતભેદ કરવા લાગ્યા. છેલ્લે હઝરત ઉમર રદી૦ હઝરત અબાબકરની સાથે મહાજરીન બની સાઅદના ત્યાં ગયા. ત્યાં અન્સારોનું મોટું ટોળું હતું. ને એક માણસ વાટાઘાટ કરતો હતો. કે અમો ખુદાના અન્સાર અને ખુદાનું લશ્કર છીએ. મહાજરીન થોડા લોકો છે તેમનો ઇરાદો છે કે અમારા વિરૂદ્ધ મસલાનો ખુલાસો કરે. હઝરત ઉમરે તેનો જવાબ દેવાનો વિચાર કર્યો પરંતુ હઝરત અબાબકર રદી૦ એ રોકયા. અને પોતે ફરમાવ્યું કે જેવી રીતે તમો કહો છો તેવાજ તમારામાં ગુણો છે. પરંતુ ખિલાફતના હકદાર તો કુરેશ લોકોજ છે. કારણકે તે અરબસ્તાનના મધ્ય ભાગના રહીશ છે. ને હું તમામ અરબસ્તાનનો જાણીતો છું ને તેજ આધારે કહું છું કે આ મસલાનો સાચવીને સમજીને ખુલાસો કરી નાખો. કારણ કે તોફાન ઉઠવાનો સંભવ છે. ત્યાર બાદ આપે હઝરત ઉમર રદી૦ અને હઝરત એબૈદા બિન લજરાહના હાથ ઝાલી ફરમાવ્યું કે બેઉ સાહેબો

પૈકી ગમે તેની બયઅત કરી લ્યો હું પણ રાજી છું ને તમામ મોમિનો પણ રાજી છે. હઝરત ઉમર રદી૦ ફરમાવે છે કે જ્યારે આપે આવો હુકમ કર્યો ત્યારે મને ઘણી નારાજી ઉપજી બેશક હઝરત અબુ ઓબૈદા ખિલાફતના હકદાર પૈકીના હતા. પરંતુ હું હઝરત અબાબકરના મુકાબલામાં લાયક નહોતો. અન્સાર લોકોએ હઝરત અબાબકરનો જવાબ સાંભળી કહ્યું કે અમો પણ મજબૂત છીએ માટે બેહતર છે કે એક સરદાર અમારામાંથી થાય ને તેની તાબેદારી અમારૂં ટોળું કરે, ને બીજો સરદાર આપ મુકરર કરો ને તેનો હુકમ કબુલ કરો આ વાત પર ઘણો શોર બકોર થયો. હઝરત ઉમરે બારીક સમય જોઇ લાગણી ધરી પોતાનો હાથ લાંબો કર્યો અને કહ્યું કે અબાબકર હું આપની બયઅત કરૂં છું. આવા ઇશારાથી ટોળેટોળા ત્યાં આવી હાજર થયા. ને તમામ મહાજરીન તથા અન્સારોએ બયઅત કરી દીધી એવી રીતે આ મસલાનો ખુલાસો થયો. બયઅતના પછી આપ મિમ્બર ઉપર ગયા. અને ભીડને જોઇ કહેવા લાગ્યા. હઝરત ઝુબેર દેખાતા નથી. તેમને બોલાવો, અર્થાત તે પણ આવ્યા. તો આપે ફરમાવ્યું-તમે રસુલ્લાહના ભાઇ થઇને ઇસ્લામને ઢીલો કરી નાખવાનું પસંદ કરો છો? હઝરત ઝુબેરે પણ તરત બયઅત કરી લીધી અને થોડી વાર પછી હઝરત અલી કર૦ વ૦ પણ આવ્યા ને પોતે પણ બયઅત કરી.

આ બધી વાતોનો ફેંસલો થયા પછી બીજે દીવસે ફરી પોતે મિમ્બર ઉપર ગયા. હઝરત ઉમરે પરવરદિગારની સ્તુતિ ને હઝરતની તારીફ કરી કહેવા લાગ્યા કે મુસલમાનોનો ખલીફા એવો છે કે

જે અમો બધામાં સારો અને શ્રેષ્ટ ગણવામાં આવે છે. બસ એ કામ તે બધાએ મળી આપને બયઅત કરવી જોઇએ અર્થાત હાજર રહેલા તમામ લોકોએ બયઅત કરી આ બયઅત ઘણી મોટી કહેવાય છે જે બયઅત શકીફા બાદ થઇ પછી હઝરત અબાબકર રદી૦ ઉભા થયા. ને ફરમાવવા લાગ્યા કે તમો લોકોએ મને સરદાર બનાવ્યો છે જોકે હું તે દરજાને લાયક નથી પરંતુ કોશીશ કરીશ. કે કોઇ પણ કામ ખુદા અને રસુલની વિરૂદ્ધનું મારાથી થશે નહિ. હું જે સારૂં કરૂં તેમાં તમો મારી મદદ કરો. અને જરાપણ ખોટું જણાય તો બેશક શિક્ષા આપો સાચું એક સાચી અમાનત છે. ને જૂઠું બોલવું તે તૂફાનના મૂળ તમારા પૈકીમાંના જે લોકો કમતાકત હોય તો પણ તેઓ મારી દ્રષ્ટી આગળ ત્યાં સુધી જોરાવર છે કે જ્યાં સુધી હું તેમનો હક અપાવું. ને જે લોકો જોરાવર છે. તેઓને ત્યાં સુધી હું કમતાકત સમજું છું કે જ્યાં સુધી તેમનો હક બીજાઓથી ન લઇ આપું. જે લોકોએ જીહાદનો ત્યાગ કર્યો તેઓ તિરસ્કારમાં સપડાએલા જણાયા. ને જે લોકો ખોટા માર્ગે વર્તવા લાગ્યા તેમના ઉપર પરવરદિગાર તરફથી આફતો આવવા લાગી જ્યારે મને પરવર દિગારના રસ્તા ઉપર વર્તતો જુઓ ત્યારે મારી આજ્ઞા માનો પરંતુ તેથી વિરૂદ્ધ જો હું વર્તુંતો મારી આજ્ઞાને તમારે માન આપવું નહિ. અને ખુદાની સાક્ષીએ કહું છું કે—મને મોટાઇની લાલચ નથી. ને પબ્લિકમાં તે માટે મેં તેની માગણી પણ કરી નથી. પણ વાત આ છે કે—મને તોફાનની દહેશત રહેતી હતી. માટેજ તેને કબુલવામાં આવ્યું છે ને મોટાઇમાં મને લેશ માત્ર પણ સુખ નથી. ને એવા ઝઘડામાં સપડાઇ ગયો છું કે તેમાંથી નીકળવાની મારામાં શક્તિ નથી. ને

પરવરદિગારની દહેશત વિના મારો કોઈ પણ બીજો મદદગાર નથી. તેમજ તમારા પૈકી કોઇ પણ માણસ આ ખિલાફતનો બોજો ઉપાડવાને લાયક હોય તો હું ઘણી ખુશીથી તેને આપવા રાજી છું હું પવિત્ર નથી. અને મારા ઉપર પણ શયતાન મોજુદ છે તો પણ પરવરદિગારની ઇચ્છા છે તો સુન્નતે રસુલલ્લાહ પર ચાલીશ પરંતુ હું તેમની બરોબરી કરી શકતો નથી (હઝરત રસુલે ખુદાની) હઝરત સ૦ અ૦ સ૦ ઉપર તો વહી (આકાશથી આવતો સંદેશો.) ઉતરતી હતી. અને મારો તો કોઇ મદદગાર નથી. ને હું પણ બીજા લોકોની માફકજ છું ને જ્યાં સુધી મારામાં મક્કમપણું જુઓ ત્યાં સુધી તાબેદારી કરો. ને જ્યારે તેનાથી વિરૂદ્ધ જુઓ. ત્યારે મારી આજ્ઞા માનવાનું મૂકી દ્યો. અને જ્યારે મને ક્રોધાવસ્થામાં જુઓ. ત્યારે ત્યાંથી ખસી જાઓ.

આ ખુતબા પછી હઝરતઅલી રદી૦ અને હઝરત ઝુબેર રદી૦ એ કહ્યું કે હઝરત અબાબકર બેશક બધા કરતાં વધારે ખિલાફતના હકદાર છે ને તેઓ હઝરત સ૦ અ૦ વ૦ ની હયાતીમાંજ મુસલમાનોના ઇમામ થયા—ને રિસાલતના મદદગારોમાં પ્રથમ પદ તેમનેજ મળેલો છે—હઝરત સ૦ અ૦ વ૦ ના સ્વર્ગવાસ પછી મદીના તૈયબામાં એક કકલાણ ને રડાકુટ થવા લાગી હતી. આ હકીકત સાંભળીને હઝરત અબુકહાફા રદી૦ એ પૂછ્યું કે કેવી હકીકત છે જ્યારે બધી હકીકતથી આપ જાણીતા થયા. તો ફરી પણ પૂછ્યું કે હઝરત સરવરે કાયનાત સ૦ અ૦ વ૦ ના ખલીફા કોને મુકરર કરવામાં આવ્યા? લોકોએ હઝરત અબાબકર રદી૦ નું નામ લીધું—આપે ફરમાવ્યું કે

આ બાબતમાં બની અબ્દ મનાર અને બની મુગીરા પણ એક થઇ ગયા. લોકોએ કહ્યું બેશક તેઓ વિરૂદ્ધ નથી. ત્યારે આપે પરવરદિગારનો ઉપકાર માન્યો અને કહ્યું કે અલ્લાતઆલા જેને મોટાઇ આપે છે તેને કોઈ ઘટાડી શકતું નથી.

## ખિલાફતના સમયે બનેલા બનાવો.

હઝરત સ૦ અ૦ વ૦ ના સ્વર્ગવાસ પછી પહેલો કુસંપ એ થયો કે હઝુર પાકે સ૦ અ૦ વ૦ ને કયે સ્થળે દફન કરવા જોઇએ? કેટલાએક લોકોનો એવો અભિપ્રાય થયો કે પોતાની જન્મભૂમિ–એટલે મક્કા શરીફમાં દફન થવા જોઇએ કેટલાક કહેવા લાગ્યા કે મસ્જીદે નબવીમાં અને થોડાક કહેવા લાગ્યા કે જન્નતુલ બકીયા અથવા બયતુલ મુકદ્દસમાં એ પ્રમાણે કહેતા હતા. પરંતુ હઝરત અબા બકર રદી. એ ફરમાવ્યું કે—મેં હઝરત સ૦ અ૦ વ૦ થી સાંભળ્યું છે કે દરેક નબીને જે સ્થળે સ્વર્ગવાસ થાય તેજ સ્થળે તેમને દફન કરવા જોઇએ. માટે હવે સદર બાબતમાં કોઇએ વાદાવાદ કરવાની જરૂર નથી તે પછી હઝરતના વારસાની તકરાર ઉઠી. આપે ફરમાવ્યું કે હુઝુર સ૦ અ૦ વ૦ પોતે ફરમાવતા હતા કે અંબીયાઓનો કોઈ વારસ નથી. ને જે કંઇ બાકી રહે તે ખયરાત કરી દેવું. એટલે આ વાતનો પણ આપના અભિપ્રાયથી ફેસલો થઇ ગયો.

હઝરત સ૦ અ૦ વ૦ ની હયાતમાં એક ફોજ મુલ્ક સામ તરફ મોકલી હતી તે દરમ્યાન હઝરત સ૦ અ૦ વ૦ એ દુનિયાથી રવાનગી ફરમાવી (સ્વર્ગવાસ થયો) જ્યારે આ તરફના એટલે મદીનાના

અરબો ફરી ગયા. અને અસહાબીઓ પણ ચિંતાતુર થયા. પરંતુ અબુબકર રદી. એ હુકમ કર્યો કે રસાલતના હુકમમાં લેશ માત્ર પણ ફેરફાર થઈ શકશે નહિ. તેમજ શામ તરફ મોકલેલા લશકરને પરત પણ બોલાવી શકાશે નહિ. પોતાના મકમને અચળ ઇરાદાથી પરવરદિગારની મેહરબાનીથી સદર લશકર જય મેળવી પરત આવ્યું. હવે ફરી ગએલા લોકો બાબતની હકીકત એવી થઇ કે આ અભાગી લોકોએ હઝરત સ૦ અ૦ વ૦ ના સ્વર્ગવાસની ખબર સાંભળતાની સાથે નમાઝ અને ઝકાતથી ઇન્કાર કર્યો હઝરત ઉમર રદી૦ એ અભિપ્રાય બાંધ્યો કે આ લોકો જંગલી છે. માટે તેમના હ્રદયે સચોટ છાપ પડે તેવો બોધ આપવાની જરૂર છે પરંતુ હઝરતે જવાબ આપ્યો કે (અબાબકરે) ઇસ્લામે ખાસ આવા પ્રસંગ માટેજ જિહાદનો હુકમ નિર્માણ કરેલો છે. ને કોઇપણ કામ સુન્નત વિરૂદ્ધ જોવાનું પસંદ નથી કરતો. ખચિત પરવરદિગારના સમ ખાઇને કહું છું કે જ્યાં સુધી મારા હાથમાં તલવાર છે. હું લડીશ ને જય આપનારો પરવરદિગાર છે. હઝરત ઉમર રદી. એ જવાબ વાળ્યો કે હઝરત રસુલે ખુદા સ૦ અ૦ વ૦ નો હુકમ છે કે " કુફ્ફારો સાથે ત્યાંસુધી લડવાનો હુકમ છે કે જ્યાં સુધી તે ( લાઇલાહા ઇલિલ્લાહ ) કહે અને જ્યારે કલમાના શરીક થઇ જાય. ત્યારેજ તેમના ખુન અને દોલતનું રક્ષણ થાય–" આવી હાલતમાં આપ તેમના ઉપર કેવી રીતે તલવાર ઉપાડી શકો છો. આખરે તેઓ કલમો પઢનારા તો છે. હઝરત અબાબકર રદી૦ એ ફરમાવ્યું કે અરે ઉમર રદી૦ જહાલતના સમયમાં તો આપ ઘણાજ કઠણ હૃદયના હતા. પરંતુ હવે નરમ જણાઓ છો. જ્યારે ફરી ગએલા લોકો નમાઝ અને ઝકાતથી ઇન્કાર કરે છે તો તેઓનું

ઇસ્લામે ક્યાંથી સાચું ગણાય. ? બયતુલ માલનો હક ઝકાત છે. અને હઝુર અન્વર સ૦ અ૦ વ૦ એ હુકમ ફરમાવ્યો છે કે પોતાનો હક માગવા માટે જિહાદ કરવી યોગ્ય છે. હઝરત ઉમર રદી૦ આ સાંભળી ચુપ થઇ ગયા. ને આપ મહાજરીન તથા અન્સારો સાથે ગયા. અને ફરી ગએલા અરબોને નજદની નજીકમાં હરાવ્યા. આખરે હઝરત અલી રદી૦ એ ( ઉમર રદી૦ ના ઘોડાની ) આપના ઘોડાની બાગ પકડી લીધી. કહેવા લાગ્યા કે આપણા સિવાય બીજા માણસને તેમની પાછળ રવાના કરો કેમકે આપને બીજા બંદોબસ્તો કરવાની જરૂર છે. આપે હઝરત અલિ સેફુલ્લાહ રદી૦ ને લશકરના સરદાર બનાવી રવાના કર્યા. અને બોધ આપ્યો કે જયાં સુધી તે ફરી ગએલા લોકો લાઇલાહા ઇલલ્લાહ મોહંમદુર રસુલલ્લાહ ની કબુલત કરી ફરી નવેસરથી મુસલમાન ન થાય ત્યાં સુધી પરત આવવું નહિ. અર્થાત હઝરત સેફુલ્લાહ રદી૦ હઝરત મકાશા બિન મહસન રદી૦ તથા ષાબત બિન અકરમ રદી૦ સાથે રવાના થયા. વિરોધીઓ ઘણા કેદ થયા. અને બાકીના મુસલમાન થયા અને બાકીની હકીકત ખિલાફતના સમયની નીચે પ્રમાણે છે.

હઝરત ફાતમા રદી૦ એ ૨૪ વરસની વયમાં રમઝાન માસમાં સ્વર્ગવાસ કર્યો. ને તેઓ સા૦ ના એક માસ પહેલાં ઉમ્મ એમન રદી૦ નો સ્વર્ગવાસ થાય છે.

હઝરત ખાલિદ બિન વલીદ રદી૦ મુસલીમા કઝાબથી લડવા સારૂ યમામા ગયા. ને તે નાલાયક ને જબરદસ્ત કાતિલે હઝરત અમીર હમઝાએ કતલ કર્યો. તે માર્યો ગયો તે વખતે તેની ઉમર ૧૫૦,

વરસની ૬તી. યમામાના યુદ્ધમાં–અબુ હઝીફા બિન અતબા શજાઅ બીન વહબ–ઝહદ બિન ખતાબ–અબદુલ્લા બિન સહલ–માલિક બિન ઉમર–તફેલ બિન ઉમર–યઝીદબિન કેસ–આમિરબિન બકીર–અબદુલ્લાબિન યખરમા સાયબબિન ઉસમાન–અબાદબિન અદી–સાબિતબિન કેસ–અબુદજાના સ્માક હરબ–વિગેરે સાહેબો સામિલ હતા.

બહરને અમા વિગેરે તરફ પણ મોકલેલું લશ્કર પણ જય મેળવી પરત આવ્યું બસરા તરફ પણ ફોજ ગઇ. અને ઇલા શહેર પર ફતેહ મેળવી–પછી મદાયન ઉપર પણ સલાહકારી કરીને કબજે કર્યો હતો.

હઝરત અબાબકર રદી૦ હજ માટે બયતુલ્લા પધાર્યા અને ત્યાંથી આવ્યા બાદ હઝરત ઉમર બિનલઆસ રદી૦ ની સરદારી હેઠળ ઇસ્લામી ફોજને શામ તરફ રવાના કરી આજ વરસમાં અહબાઝીનના બનાવનો પ્રસંગ આવ્યો અને મુસલમાનોની ફતેહ થઇ આ લડાઇમાં હઝરત અકરમા બિન અબુજહલ–અને હઝરત હુશામ બિન મઆસ રદી૦ શામિલ હતા.

મર્જલ સફરના યુગના પ્રસંગો આવ્યા જેમાં હઝર નફલ બીન અબાસ રદી૦ શામીલ હતા.

હઝરત અબુલઆસ રદી૦ '( હઝરત ઝયનબ હઝરત સ૦ અ૦ સ૦ ની દીકરીના પતિ) અને હઝરત સઅબ બિન હબામ અને અબુ મરસદ રદી૦ આ યુદ્ધમાં સ્વર્ગવાસી થયા.

હઝરત ઉમર ફારૂક રદી૦ એ જોયું કે મુસલીમા કઝાબના

યુદ્ધમાં ઘણાક કુરઆન શરીફના હાફિઝો માર્યા ગયા. જેથી આપને ચિંતા પેદા થઈ કે આવી રીતે કુરઆન શરીફના હાફિઝો ઓછા થતાં થતાં બિલકુલ હાફિજોનો નાશ થઇ જશે તો ! આ ચિંતાને આપે હઝરત અબુબકર ઉપર જાહેર કરી. હઝરત જેદ બિન સાબિત રદી૦ એના અભિપ્રાય :સાથે ( જેદ વહિનાં લખનાર સાહેબ હતા ) કાગળો ઝાડની છાલો પાંદડાં વિગેરે એકઠા કરી તે ઉપર લખી કુરઆન શરીફ તૈયાર કર્યું. ને :હઝરત સ૦ અ૦ વ૦ ની સેવામાં રજુ કર્યું ને તેજ કુરઆન શરીફ હતું કે જે હઝરત ઉમરની પાસે હતું ને આપના પછી ઉમુલ મોઅમેનીન હફસા બિન્તે ઉમર રદી૦ ની પાસે આવ્યું.

હઝરત અલકર૦ રદી૦ ફરમાવે છે કે કુરઆન શરીફ એકઠું કરવા બાબતમાં સર્વથી વધારે પુન્ય હઝરત અબુબકર રદી૦ ને મળશે. હઝરત ઉસમાન રદી૦ ના સમયમાં આજ રીતને જોઇને બીજી રીતે કુરઆન શરીફ તૈયાર કરવામાં આવ્યું હતું.

હઝરત અબાબકર રદી૦ કુરઆનની તફસીર અને કુરઆનના ઇલ્મનાં બધાથી મોટા વિદ્વાન હતા. ને આપના સમયમાં કોઇ વિદ્વાન આપની બરોબરીમાં નહોતા.

## આપની હુકુમત સમયે વર્તનના કાનુનો.

હઝરત અબાબકર રદી૦ એવા મોટા બુઝુર્ગ હતા કે જેઓ સૌથી પહેલાં મુસલમાન થયા. બધાથી પહેલાં કુરાન શરીફ આપેજ એકઠું કર્યું ને તેનું નામ મસહફ ( કિતાબ પવિત્ર ) રાખ્યું. તેમજ

ઇસ્લામના પહેલા ખલીફા આપ હતા ને પોતાના પીતાશ્રીની હયાતી-માંજ આપ આવા મોટા હોદ્દા ઉપર બિરાજમાન હતા.

બયઅત થયા બાદ હઝરત મોસુફની બે ચાદરો લઇને આપ બજારમાં ગયા હતા તેટલામાં હઝરત ઉમર રદી૦ આપને મળ્યા અને પૂછ્યું કે ક્યાંનો ઇરાદો છે? આપે જવાબ વાળ્યો કે ખાવું પીવું પેદા કરવાનો. હઝરત ઉમરે ફરમાવ્યું કે આપ મુસલમાનોના અમીર છો માટે તેઓના કામકાજના મામલામાં આપને એટલી ક્યાંથી ફુરસદ મળે કે, આપ આ કામ કરી શકો. માટે આ બધી માથાકુટ હઝરત અબુ ઓબેદા રદી૦ ને સોંપી દયો. મતલબ કે બેઉ સાહેબો તેમની પાસે ગયા. ને આ હકીકત કહી. હઝરત અબુ ઓબૈદા આપના ઘરે હમેશઃ અર્ધ બકરીની તરકારીને જે લુગડું જરૂરી જોઇએ તે મોકલતા હતા. પણ તાકીદ એટલીજ હતી કે રોજંદાની વસ્તુ સાધારણ હોવી જોઇએ. જ્યારે સરદી અને ગરમીની મોસમનો લિબાસ ફાટી જાય તો તે પરત મોકલી તેના બદલે નવો લઇ લેતા હતા.

ઇબ્ન સઅદ રદી૦ એ મયમુન રદી૦ થી હિકાયત કરી છે કે હઝરત અબુબક્કર રદી૦ નો પગાર બે હજાર દીનાર ઠરાવવામાં આવ્યો હતો આપે કહ્યું કે, મારૂં કુટુંબ મોટું છે ને ખિલાફતના કામકાજના અભાવે વ્યાપારી કારોબાર થઇ શકતો નથી તેથી પાંચસો દીનારનો વધુ પ્રમોશન આપવામાં આવ્યું હતું.

આપના સ્વર્ગવાસ સમયે હઝરત આયેશા રદી૦ ને આપે વસીયત કરી કે મારા પછી મારો આ હબશી ગુલામ-ઉંટણી-જુની

ચાદર—અને મોટો પ્યાલો કે જેમાં હું જમતો હતો તે તમામ હઝરત ઉમર રદી૦ની પાસે મોકલી દેવાં. જ્યાં સુધી હું ઇસ્લામનો ખલિફો હતો ત્યાંસુધી આ વસ્તુઓને વાપરવાનો હક ધરાવતો હતો. ને વફાત પછી તેનો કોઇ વારસ નથી. મુસલમાનોની માલકી છે. તેને પરત મોકલી દેવાં જોઇએ. હઝરત ઉમરની સેવામાં આ વસ્તુઓ પહોંચી ત્યારે આપે ફરમાવ્યું કે અલ્લા તઆલા હઝરત અબુબકર પર રહેમત કરો કે તેમણે મારા માટે કેટલી બધી તકલીફ ઉઠાવી છે.

અસ્હાબે હઝરતથી અરજ કરી કે બયતુલમાલ માટે ચોકીયાત કાયમ કરી દેશો ? આપે જવાબ વાળ્યો કે જ્યારે તાળું હાજર છે તો ચોકયાતની શી જરૂર છે ? હવે સાંભળો બયતુલમાલ (બાદશાહી ખજાનાની) ની કેવી હકીકત હતી. જેટલો માલ આવતો તેટલો મુસલમાનો માટે ખર્ચ થઇ જતો. એટલે જ્યાં માલજ નથી ત્યાં ચોકીદારની શી જરૂર હતી ?

થોડા દિવસ પછી બયતુલમાલને આપના ઘર આગળ લાવ્યા. એક વખત કંઇક માલ આવ્યું. તે આપે રોજના રિવાજ પ્રમાણે ફકીરો અને મિસકીનોને સરખે ભાગે વહેંચી નાખ્યું. પછી થોડાને હથીઆર ખરીદ કરી તે પણ ખુદા વાસ્તે વહેંચી નાખ્યાં. પછી લૂગડા ખરીદ કરી ગરીબો અને જંગલવાસીઓ માટે મોકલી દીધાં.

આપે પોતાની હયાતીમાં એકંદર મુસલમાનો માટે ચિંતા રાખેલી છે ને માલનું ખર્ચ ખૂટણ ઘણુંજ બંદોબસ્ત સાથે કર્યું

હતું. આપના સ્વર્ગવાસ પછી હઝરત ઉમર રદી૦ એ જ્યારે માલનું સરવૈયું કાઢ્યું તો કંઇ નહોતું બધું ખુદાની રાહમાં ખર્ચાઇ ગયું હતું.

હઝરત જાબિર રદી૦ કહે છે કે એક વખત હઝરત સ૦ અ૦ વ૦ એ મને દરીયાઇ આવકમાંથી કંઇ આપવાનો વાયદો કર્યો હતો. જ્યારે સ્વર્ગવાસ પછી માલ આવ્યું ત્યારે હઝરત અબાબકર રદી૦ એ સાદ પડાવ્યો કે જેમનું લહેણું હઝરત સ૦ અ૦ વ૦ પર નીકળતું હોય તે આવીને લઇ જાય હું પણ સેવામાં હાજર થયો ને હકીકત જાહેર કરી. હઝરતે ફરમાવ્યું કે રૂપીઆ લઇ લ્યો જ્યારે મેં લઇને ગણ્યા તો પાંચસો હતા. તે પછી હઝરતે એક હજાર બીજા આપ્યા.

હઝરત અમીરૂલ મોએમેનીનના વાકયો અને ખુલાસા વીગેરે આપે એક વખત તબૈબામાં ફરમાવ્યું કે લોકો પરવરદિગારથી શરમાઓ. જ્યારે હું મયદાનમાં ફરાગત માટે જાઉં છું (પાયખાના માટે) તો અલ્લાહ તઆલાથી શરમાઇને માથું નીચું કરૂં છું.

હઝરત ઇબ્નઅબ્બાસ રદી૦ ફરમાવે છે કે હઝરત કોઇ કોઇ વખત જ્યારે કોઇ ઉદાસીનને પૂછતા ત્યારે ફરમાવતા કે સબર કરવામાં કંઇ દુઃખ નથી. અને રોવા કુટવામાં નુકસાન વિના બીજું કંઇ નથી. ને તે નુકશાન મોતના પછી જણાશે ને તે કરતાં મોત વધારે સહેલી છે. હઝરત સરવરે કાયનાત સ૦ અ૦ વ૦ ના સ્વર્ગવાસને યાદ કરશો ત્યારે તેના મુકાબલામાં તમારી મુસીબતને દુઃખ કંઇ લેખામાં જણાશે નહિ. ને તેનો બદલો પરવરદિગાર તમને આપશે.

હઝરત બિન ઓબૈદા રદી૦ ફરમાવે છે કે હઝરતનો હુકમ હતો કે આવો સ્હવાર સુધી ઉભા રહી અને નમાઝ પઢી રાત્રી ગુજારીએ આપનો હુકમ હતો કે માણસે મરેલી માછલી દરિયામાં તરતી હોય તે ખાવી દુરસ્ત છે હઝરત ઇમામ શાફઇ રહમતુલ્લા અ૦ ફરમાવે છે કે હઝરત અબાબકર સિદ્દીકે–મિલકતમાં દાદાને બાપના ભરતબામાં બતાવ્યા છે અને પોત્રાને દીકરાની બરોબર એવી શરતે કે બાપ અને દીકરો કોઇ બાકી રહેલા ન હોય [ હોયજ નહિ તો ] જે માણસ પોતાના બાપને ખરાબ ગણતો હોય–તેની બાબતમાં આપ કહે છે કે એવા નાલાયકને ગરદન મારવો જોઇએ કેમકે તેના મગજમાં શયતાની વિચારો ભરેલા છે.

આપ જયારે કદી કોઇ જનાઝાની નમાઝ પઢાવતા તો ફરમાવતા કે અય પરવરદિગાર આ બંદાને એના બૈરી છોકરાં અને માલમિલકતો તને સોંપ્યા છે પાપોનું વજન આને માથે વધારે છે. તો તારી ઉદાર બરકતથી એને મુકત કર.

હઝરત આસમ બિન ઉમર રદી૦ ની આપની માતુશ્રી સાથે કંઇ ખટપટ થઇ ગઇ હતી આપે ફૈસલો કરતી વખત ફરમાવ્યું કે અય આસમ સારી રીતે સમજી લ્યો કે તમારી માતુશ્રીથી દરેક વસ્તુ ચાહે મિલકતવાળી હોય અથવા શારિરીક તમારાથી તમને મળી હોય તે લાખ દરજે સારી છે.

એક માણસે આપની સેવામાં આવી કહ્યું કે મારો બાપ મારી પાસેથી તમામ પૈસો ટકો લઇ મને કંગાલ કરવા ઇચ્છે છે. આપે તેને

બોલાવીને કહ્યું કે તને જેટલા પૈસાની જરૂર હોય તેટલો લઇ લે બાકીનો તારા દીકરાને આપી દે તેણે કહ્યું કે અય હઝરત, નબી લોકોનો એવો હુકમ છે કે–દીકરો અને તેનો પૈસો એ બધું બાપનું છે. આપે જવાબ દીધો કે તે ઠીક છે પરંતુ પવિત્ર હુકમનો અર્થ પોષણ કર. વાનો પણ છે.

હઝરત અબાબકર રદી૦ અને હઝરત ઉમર રદી૦ એ ગુલામને મુકત કરવાના બદલામાં કંસાસ (કંઇ માલ ખેરાત કરવા)નો હુકમ નહોતો આપ્યો જયારે સામના મુલક તરફ ઇસ્લામી ફોજ યઝીદ બિન સુફીયાનની સરદારી હેઠળ જવાને તૈયાર થઇ ત્યારે આપે કેટલીક શીખામણો આપી.

( ૧ ) કોઇ સ્ત્રી બચ્ચાવાળી અથવા ગર્ભવંતીને કતલ કરવી નહિ. (૨) ફળવાળા ઝાડોને કાપવાં નહિ (૩) ખેતરોનો નાશ કરવો નહિ. ( ૪ ) બકરાં અને ઉંટોની શીંચો કાપવી નહિ ( પગની નસો ) ( ૫ ) ખજુરના ઝાડને જડમૂળથી કાપવું નહિં તેમજ બાળવું પણ નહિ ( ૬ ) ઉડાઉપણું કરવું નહિ તેમ કંજુસા પણ કરવી નહિ.

હઝરતને એક માણુસ ઉપર ઘણો ગુસ્સો આવ્યો અબુબરઝા રદી૦ એ કહ્યું કે આપ એની ગરદન મારવાનો હુકમ આપી દયો આપે ફરમાવ્યું કે હઝરત સ૦ અ૦ વ૦ ના પછી આવીરી કરવાની પરવાનગી નથી.

અમીર કામીયાની પાસે બે સ્ત્રીને બાંધીને લાવ્યા એક તો હઝરત સ૦ અ૦ વ૦ ની શાનમાં બેઅદબી કરે છે. અને બીજી મુસલમાનોને તિરસ્કારના ગાયનો ગાય છે અમીરે બેઉ સ્ત્રીઓના હાથ કપાવીને દાંત પણ કઢાવીને કાઢી દીધી હઝરત અબુબકરને જ્યારે આ વાતની ખબર થઇ હુકમ કર્યો કે અગર અમીરે આવી સજા ન આપી હોત તો હું તે સ્ત્રીને કે જે હઝરત સ૦ અ૦ વ૦ ની બે અદબી કરતી હતી. તેને કતલ કરત કારણકે નબીઓ સામાન્ય માણસો કરતાં ચઢતા અને બુઝુર્ગ છે ને ખાસ કરીને આવી બેઅદબી કોઇ મુસલમાનથી થાય તો તે સૂળી ચઢાવવાને લાયક છે ને બીજી સ્ત્રી જ્યારે તે મુસલમાન હતી .તો તેને વિવેકનું શિક્ષણ આપવાની જરૂર હતી.

એક માણસે કુંવારી છોડીથી વ્યભિચાર કરી તે ગુન્હાની કબુલત પણ આપી ( કબુલ કર્યું ) ત્યારે આપે તેને ફટકા મારવાનો હુકમ આપ્યો ને તે પછી તેને કાઢી મુક્યો ( શહેરમાંથી )

એક માણસે એક ચોરને પકડી રજુ કર્યો જેના હાથ પહેલાંની ચોરીઓની શિક્ષાથી કપાએલા હતા. હઝરતે જોઇને ફરમાવ્યું કે આને કતલ કરી નાખવો જોઇએ કેમકે હઝુરે પણ આજ હુકમ આપ્યો છે થોડાક યમનના માણસો હઝરતની સેવામાં આવ્યા અને કુરઆન શરીફ સાંભળી ઘણું રડયા. આપે ફરમાવ્યું કે પહેલાં અમારી પણ આવીજ સ્થિતિ હતી. પરંતુ પાછળથી મન સખત થઇ ગયું એટલે પરવરદિગારની સાચી લાગણીએ હિમ્મત આપી ને ધીરજથી

હુકમ ફરમાવે છે કે જે માણુસ ઇસ્લામની શરૂઆતમાં મરી ગયો તે ઘણો ભાગ્યશાળી હતા. કેમકે તે ઘણાંજ અપાર ઝગડાઓથી બચી ગયો છે.

બહીકી રદી૦ ફરમાવે છે કે હઝરત ઉમરૂ બિન આસ અને શરજીલ બિન હસનાએ બતરીક શામનું માથું કાપીને હઝરત અબાબકર રદી૦ ની સેવામાં મોકલ્યું. આપે હુકમ કર્યો કે હવેથી કોઇનું પણ માથું કાપીને ન મોકલવા લક્ષ રાખવું. લાવનારાઓએ અરજ કરી કે કુફ્ફાર લોકો અમારાં માથાં પણ કાપીને તેમના સરદારો તરફ મોકલે છે. આપે જવાબ આપ્યો કે જયારે અમારી પાસે ખુદા અને રસુલના હુકમ તૈયાર છે તો રૂમ અને ફારિસના બાદશાહોના હુકમનું અનુકરણ શી રીતે કરવામાં આવે ? હઝરત ઉમ્મુલ મોઅમેનીન આયેશા સીદીકા રદી૦ ફરમાવે છે કે હઝરતના ગુલામે એક દિવસ ખાવાનું લાવીને હઝરતને ખવરાવીને કહ્યું કે મેં આજ એક માણસનું ભવિષ્ય ભાખ્યું હતું તેના બદલામાં તેણે આ વસ્તુ આપી છે. હઝરતે આ સાંભળતાની સાથેજ ગળામાં આંગળી નાખી ઉલટી (વોમીટ) કરી તે વસ્તુ કાઢી નાખી. જાણવાની જરૂર છે કે ભવિષ્ય ભાખવું તે જુઠું છે. ને સાબિતી વિનાની ગપો છે તો તેનો બદલો પણ તેજ છે. મહમ્મદ ઇબ્ન સીરીન રદી. કહે છે કે હઝરત અબાબકર સિવાય કોઇ બુઝુર્ગ (મરતબાવાળો) મને યાદ નથી કે જેણે આવી વસ્તુઓ ખાઇને કાઢી નાખી હોય.

હઝરત ઉમરે એક દિવસ કહ્યું કે હઝરત અબાબકર સીદી

પોતાની જીભને પકડીને કહેવા લાગ્યા કે આણેજ મને મુસીબતમાં નાખ્યો છે.

હઝરત સલમાન ફારસી કહે છે કે અય મુસલમાનો ખુદાથી ડરતા રહો. તે વખત નજીક છે કે દરેક વાત ઉઘાડી થઇ જશે. અને લોકો જણાવશે. કે દરેક વસ્તુમાં તારો કેટલો ભાગ છે. જે માણસ પાંચ વખતની નમાઝ પઢયા કરેછે અને ખુદાના રક્ષણમાં આવી ગયોછે તેને કોણ મારી શકે છે. અને જે ખુદાથી વિરૂદ્ધ થઇ તેનાપર યકીન નથી લાવતો. તેની જગ્યા ખાસ દોઝખ છે

હુકમ છે કે નેક માણસો એક પછી એક એમ ઉઠાવવામાં આવશે ને બાકીના લોકો એવા રહી જશે કે જેને પરવરદિગાર સાથે કોઇ પ્રકારનો સંબંધજ નથી અને તે આટાના ભુસા તુલ્ય ગણાશે.

પોતે દુઆ માગ્યા કરતા હતા કે પરવરદિગાર છેલ્લે મારી ઉમર સારા માર્ગે પુરી કરને સારા કૃત્યો સાથે મારી વય પૂરી કર ને સારા કૃત્યો માટે બુદ્ધી આપ. તારી રાજી ખુશીથી મોટું માન– અને જન્નત બખ્શ–

ફરમાવતા હતા કે જેનાથી થઇ શકે તેવી રીતે ખુદાથી ડરે. અને રૂવે કે એક દિવસ એવો આવવાનો છે કે રોવડાવવાનો આવશે.

પવિત્ર ફરમાન છે કે સ્ત્રીઓને સોનાની લાલાશ અને કેસરની પીળાશે બરણુ તોલ કરી રાખેલ છે.

ફરમાવતા હતા અગર મુસલમાનોને જરાપણ દુઃખ પહોંચે છે. તો અલ્લાતઆલા તેનો બદલો આપે છે.

આપની સેવામાં એક માણુસ કાગડો મારીને લાવ્યો—આપે ફર-મ્યું કે અગર કોઇ ઝાડ કાપી નાખે અગર કોઇ પ્રાણીને મારી નાખે તો તે પરવરદિગારની જપના [ માળા ફેરવવાથી ] બંધ થઇ જાય છે.

હઝરત ઇમામ બુખારી રહે અ૦ ફરમાવે છે કે હઝરતનો આ પણ હુકમ હતો કે કોઈ માણુસ પોતાના ભાઇના માટે ખુદા વાસ્તે દુઆ માંગે તો તે કબુલ થાય છે. અબુ નઇમ રદી૦ ફરમાવે છે કે એક માણુસે બદરના યુદ્ધના માણસને ઇનામ આપવા માટે કહ્યું. હુકમ ફરમાવ્યો કે હું તેના દરજાથી વાકિફ છું પરંતુ સંસારમાં તેની રૂસ-વાઇ કરવાનું પસંદ નથી કરતો.

એક વખત બદરના યુદ્ધમાં આપે લોકોને માલ સરખી રીતે વહેંચી આપ્યો ને આ પણ હુકમ ફરમાવ્યો કે તેનો સારો બદલો ને પુન્ય આકેબતમાં વધારે મળશે.

આપ ગરમીના દિવસોમાં રોજો રાખતા હતા. શિઆળામાં નહિં આપના મહઝર નઅમુલ કાદર અલ્લાહ હતા.

હઝરત મુસા બિન અકબા ફરમાવે છે કે એવો માણુસ કોઇ નથી કે જેણે ચાર પેઢીઓ સુધી રિસાલતનોજ વખત જોયો હોય પરંતુ હઝરત અબુ કહાફા રદી૦ ( આપના પિતા ) આપ અબ્દુરરહે-માન બિન અબાબકર સિદ્દીક રદી૦ હઝરત અનીક બિન અબ્દુરરહેમાનદ

હઝરત અન્સ રદી૦ ફરમાવે છે કે ઇસ્લામના લોકો હઝરત અબાબકર રદી૦ અને હઝરત સહીલ બિન ઉમરૂ બિન બયઝા રદી૦ બધાથી વધારે ઉમરના હતા.

હાફિઝ ઝહબી રદી૦ એ નીચેના સાહેબોને પોતાના સદ્દગુણોને લીધે બધામાં શ્રેષ્ટ માનેલા છે.

નસબ હઝરત અબાબકર સિદિક રદી૦ કિરાઅત હઝરત અબી બિન કઅબ કુવ્વતે અમરૂલ્લાહ—હઝરત ઉમર ફારૂક રદી૦ ઇલ્મમીરાસ હઝરત ઝયદબિન સાબિત—રદી૦ હયા—હઝરત ઉસમાન ગની ઝિન્નુરૈન રદી૦ અમાનત હઝરાય અબુઅબીદા બિન લજરાહ રદી૦—કઝા—હઝરતઅલી કર૦ વ૦ તફસીર—હઝરત અબ્બાસ રદી૦ સિદક લેહઝાહ—હઝરત અબુઝર રદી૦ શુજાઅત—હઝરત ખાલિદ બિનવલીદ સયફુલ્લા—રદી૦ વાઅઝ હસન બસરી રહ૦ કસમ હઝરત વહબ બિન મન્બાહ રદી૦ તઅબીર અલ્લમા—મોહંમદ બિન સીરીન—કિરાઅત—હઝરત નાફ્અ રદી૦ ફિકાહ—હઝરત ઇમામ આઝમ અબુ હનીફાહ—રહ૦ અ૦ મગાઝી વિગેરે હઝરત ઇબ્ન ઇસ્હાક રદી૦ કસસુલ કુરઆન અલ્લામા કલબી રહ૦ ઉરૂઝ-અલ્લામા ખલીલ ઇબારત—હઝરત ખ્વાજાહ ફૂઝીલ ઇબ્ન—અયાઝ રહ૦ નહવ [ વ્યાકરણ ] અલ્લામા સીપયાહ—ભાષા હઝરત ઇમામ ગાલિક—રહ૦ હદીસ૦ ઇમામ શાફઇ રદી૦ સુન્નત—હઝરત ઇમામ અહમદ હંબલ રહ૦ ગરીબ—અબુ અબીદા—રહ૦ અલલ અલીબિન મદની—રહ૦ રજાબ—અલ્લામા યહબાબિન મુઇન શઅર અબુ તમામ—ફિકા હદીસ—હઝરત ઇમામ બુખારી—તરબફ—હઝરત જુનૈદ

બુગદાદી ૨૯૦ ઇખતીલાફ-મોહંમદ બિન નસરૂલ મરોઝી એતેઝાલ હબાઇ-કલામ-અશઅરી-તિબ અલ્લામા મોહંમદ બિન ઝકરયા રાઝી નુજુમ-અબુ મઅશર ફલકી-તઅબીર-ઇબરાહીમુલ કરમાની-ખુત્બાહ ઇબ્ન બનાના-સવાલો જવાબ-અબુલફરહ અસફહાની-ગબ્વાલી-અબુ કાસમ તીરાની-જાહેર-ઇબ્ન હઝમ રોગગોઇ અબુલ હસન બસરી સુકામાત-હરીરી શઅર મુતનબી-મુસ્તકી-ઇબરાહીમ મુસલી તથા ઇસ્હાક મુસલી-[ બાપ દીકરા ] શતરંજ-સુલી-રવાં પઢવું-ખતીબ બુગદાદી-લખવું અલી બિનહલાલ-ખોપ-હઝરત અતા અસલીમી ૨૯૦ ઇન્શા કાઝીઉબ ફઝલ નવાદર-અલ્લામા અસમઇ-તમઅ-અશઅબ મુસ્તફી મઅબદ ફિલસોફી-શેખુર્રીસ બુઅલી સીના.

એવા વાક્યો કે જેનાથી પરવરદિગારની ઘણીજ બીક પેદા થાય થાય જે. એક પક્ષી ઝાડપર બોલી રહ્યું હતું. આપે જોઇને ફરમાવ્યું. તું ભાગ્યશાળી છે કે જ્યાં ઇચ્છે છે ત્યાં બેસે ને ખાવા પીવા માટે પણ નાચંત છે. હિસાબ વિના હાલેચાલે છે કદાચ અબુબકર પણ આવોજ થાત તો કેવું ? જયારે કોઇ માણસ આપના વખાણ કરતો તો આપ તોબા ઇસ્તગફાર પઢતા અને કહેતા કે પરવરદિગાર તું મારા મનને મારા કરતાં વધારે જાણે છે લોક જેવી રીતે મને સારો લેખે છે તેવોજ તું મને બનાવી દે ને મારા પાપો છુપેલા છે તેને ક્ષમાકર અને લોકોના વહેમોનો બદલો મળવા મારાથી ઇકરાર ન કર.

કહેછે કે મોમિનનીછાતીનો એક વાળ હું હોતતો સારૂં

જીહાદ કરનારા કહે છે કે જ્યારે આપ નમાઝ પઢવા ઉભા થતા હતા ત્યારે ખુદાની બીકથી લાકડા જેવા થઇ જતા હતા.

હઝરત હસન રદી૦ ફરમાવે છે કે, હઝરતનો હુકમ છે કે હું ઝાડ હોત તો કપાઇ જાત અને પ્રાણીઓ ખાતા અથવા ઘાસ ખાનારા પશુઓ મને ચરી જતા (ખાતા).

અલ્લામા મોહમ્મદ ઇબ્નસીરીન ફરમાવે છેકે, હઝરતનો ઘણોજ રૂઆબ હતો. આપ કોઇ તકરારનો ફેંસલો કરતા તે વખતે ફરમાવતા કે જો હું સારા માર્ગપર છું તો ખુદાના તરફથી તે છે ને તેનાથી વિરૂદ્ધ છું તો તેનો જોખમદાર છું અલ્લાહ મારી બક્ષીશ કરે.

## તાઅબીરે.

હઝરત અમીરૂલ મોઅમીનીન સ્વપ્નાની તાબીરની વિદ્યામાં પોતાના સમયમાં જબરદસ્ત વિદ્વાન ગણાતા હતા મોહમ્મદ બિન સીરીન કહે છે કે હઝરત સ૦ અ૦ વ૦ ના પછી ઉમ્મતે મોહમ્મદીમાં અબાબકર રદી૦ ભરૂસા લાયક ને વજનદાર લેખાતા હતા સઇદ બિન મસય્યબ કહે છે કે એક વખત હઝરત ઉમ્મુલ મોઅમીનીને સ્વપ્નામાં ત્રણ ચંદ્ર પોતાના મકાનમાં ઉતરતા જોયા હઝરતે તેની તાઅબીર કરી અને કહ્યું આપના ઘરમાં સંસાર પૈકીના ત્રણ મહાત્મા માણસો દફન થશે હઝરત રસુલે ખુદા સ૦ અ૦ વ૦ ના સ્વર્ગવાસ પછી કહ્યું કે,

એક ચાંદ તો હઝરત સ૦ અ૦ વ૦ ની જાત મુબારક હતી. હઝરત ઉમરબિન શરજીલ રદી૦ ફરમાવે છે કે, એક વખત જનાબ સ૦ અ૦ વ૦ એ સ્વપ્નામાં જોયું તો હઝરત પોતે કાળી બકરીઓની પાછળ પાછળ જાય છે. તેના પછી સફેદ બકરીઓ જોવામાં આવી અને તે કાળી બકરીઓ તેમાં મળી ગઇ. હઝરત અમીરૂલ મોઅમીનીને ખુલાસો કર્યો કે કાલી બકરીઓ તે અરબસ્તાનના મુસલમાનોને સફેદ બકરીઓ તે અજમના મુસલમાનો છે. જે ઘણીજ સંખ્યા સાથે અરબોમાં મળી જશે, હઝરતે હુકમ ફરમાવ્યો કે બરાબર છે. આવોજ ખુલાસો સ્હવારે એક ફરિસ્તાએ પણ આપ્યો હતો.

હઝરત સ૦ અ૦ વ૦ એ સ્વપ્નું જોયું કે પોતે અને હઝરત અબાબકર રદી૦ એકી વખતે સાથે દોડયા તેમાં હઝરત અમીરૂલ મોઅમીનીન હુઝુર સ૦ અ૦વ૦ કરતાં અઢી હાથ આગળ વધી ગયા. સ્હવારે આ સ્વપ્નાની હકીકત જ્યારે આપની આગળ જાહેર કરી ત્યારે આપે ફરમાવ્યું કે પરવરદિગાર હઝરત સ૦ અ૦ વ૦ને પોતાની રહમતમાંજ જગ્યા આપશે અને હું પછી આ વરસ સુધી જીવતો રહીશ એક માણસે સ્વપ્નામાં જોયું કે પોતે લોહીનો પેશાબ કરે છે. જ્યારે આ હકીકત હઝરત આગળ નિવેદન કરી તો હુકમ થયો કે તું તારી સ્ત્રીથી અભડાએલી અવસ્થામાં સંભોગ કરે છે. માટે પરવરદિગારથી ક્ષમા થવાની અરજ કર અને હવેથી તેમ કરીશ નહિ.

# સ્વર્ગવાસ અને બીજા બનાવો.

ઇબ્ન ઉમર રદી. ફરમાવે છે કે હઝરત સરવરે કાયનાત સ૦

અ૦ વ૦ ના સ્વર્ગવાસથી હઝરત અમીરૂલ મોઅમીનીન રદી૦ ને એટલું બધું દુઃખ સહન કરવું પડયું કે તે દુઃખથી પોતે અસક્ત અને ઘરડા બની જઈ આખરે આપની રવાનગી થઇ (વફાત થઇ) જેથી આખા જગતને દુઃખ વેઠવું પડયું. તેમની સ્વર્ગવાસની બીમારીનું કારણ એ થયું કે એક માણસે માંસ રાંધીને હઝરતની સેવામાં મોકલ્યું. આપે હારસ બિન કલદાહ રદી૦ ને પણ ખાવામાં શામિલ કર્યા તેમણે કહ્યું કે આ ખાવામાં ઝેર છે. તે જોઇને ખાતરી કરી લેશોજી. એક વરસની મુદત દરમ્યાન આપ આ સંસારથી જુદા થઇ જશોજી. (વફાત પામશો) ખરેખર તેમજ થયું. અને એકજ સાલમાં બેઉ સાહેબોએ આ સંસારનો ત્યાગ કર્યો. શરૂઆતમાં આપને તાવ આવ્યો. પછી એવી સખ્ત બીમારી થઇ ગઇ કે પંદર દિવસ સુધી તો નમાઝ માટે પણ ન જઈ શકયા. મંદવાડ સ્થિતીમાં એક માણસે અરજ કરી કે આ માંદગીના ઉપાય માટે કોઇ વૈદની તજવીજ કરવી જોઇએ. ઉત્તર આપ્યો કે હકીમે મને જોયો છે. ફરીથી પૂછયું કે તેણે શું કહ્યું (હકીમે) જવાબ દીધો કે ઇન્ની ફઆલુલ લિમાયુરીદ અમે જે ઇચ્છીએ છીએ તે કરીએ છીએ જ્યારે આપની તબીઅત વધારે બગડી ત્યારે હઝરત અબ્દુરરહેમાન બિન ઓફથી તજવીજ કરી કે તમે ઉમર રદી૦ ને કેવા સમજો છો. તેમણે જવાબ વાળ્યો કે જેવા આપ સાહેબનો અભિપ્રાય હોય તે કરતાં પણ વધારે સારા સમજું છું. હઝરત ઉસમાન રદી૦ સાથે પણ આવીજ વાતચીત થઈ તેમણે પણ જવાબ વાળ્યો કે તેઓ જાહેરમાં ને બાતીનમાં સરખા છે ને અમો સઘળાઓમાં તેમના જેવો કોઇ નથી.

તે પછી સઈદ બિન ઝેદ—અસીર ઇબન જરીર—અને બીજા મહાજરીન તથા અન્સારોથી પણ પૂછવામાં આવ્યું. તમામ સાહેબોએ જવાબ વાળ્યો કે સારાની સાથે સારા—અને ખોટાની સાથે ખોટા છે તેમનું હૃદય તેમના પબ્લિક સ્વભાવ કરતાં પણ ઘણું સારૂં છે. અને ઉમ્મતે મોહમ્મદીમાં ઘણાજ સારા માણસ છે. તે પછી બીજા અસહાબો આવ્યા. તેમનાથી પણ આજ સવાલ કરવામાં આવ્યો. એક સાહેબે અરજ કરી કે અય અમીરૂલ મોઅમીનીન આપ ઉમર રદી૦ જેવા સખ્ત માણસને અમારા ઉપર ખલીફા બનાવવા ઇચ્છો છો. તો પરવરદિગારને શો જવાબ આપશો? આપે કહ્યું કે પરવરદિગારથી અરજ કરીશ કે મેં મુસલમાનો ઉપર સારામાં સારા માણસને ખલીફા બનાવ્યો છે. હઝરત અલી કર૦ વ૦ એ ફરમાવ્યું કે જો હઝરત ઉમર રદી૦ ને હઝરત અબુબકર રદી૦ ખલીફા ન બનાવતા તો અમે કદી રાજી થતા નહિ.

હઝરત અમીરૂલ મોઅમીનીને માંદગીની અવસ્થામાં તમામ વારસાનો હિસાબ કર્યો. એક ખજુરનું ઝાડ હઝરત આયશા સિદ્દિકાને આપે આપ્યું હતું. જે ૨૦ ઝુમકા ખજુરો આપતી હતી. હુકમ કર્યો કે મારા પછી આ તમામ ભાઇ બહેનોમાં વહેંચી આપવાની તજવીજ કરવી,: એકલા તમારેજ વારસ થવું નહિ. એટલે સુધી કે, હઝરત ઉમ્મ કુલસુમ રદી. કે જે તે વખતે સગર્ભા હતા તેમના ભાગ માટે પણ વિચાર કર્યો હતો. ઇબ્ન સઅદ કહે છે કે હઝરતે પોતાની મિલકતના પાંચ ભાગ બાબત કહ્યું. કે જેવી રીતે બીજા મુસલમાનો પણ પોતાના માલનો ૧-૫ ( પાંચમો ભાગ ) ખુદાના

માર્ગે આપી દે છે. તે પ્રમાણે આ પણ આપવામાં આવે હઝરત અલી કર૦ વ૦ એ પણ આજ પ્રમાણે કર્યું હતું કોઇ સગાવહાલાને વારસ બનાવ્યો નહોતો.

આપે વસીયત કરી કે સ્વર્ગવાસ થયા પછી બન્ને ચાદરોને ધોઈ નાખી તેનોજ કફન કરવો. સારા કપડાની કંઇ જરૂર નથી. અને તેથી કંઇ આબરૂ કે રૂસવાઇ થવાની નથી. તે સીવાય આપે ફરમાવ્યું કે હઝરત અસમારા બિન્તે કેસ રદી૦ અને આપની પાક બીબી સાહેબ નવરાવે હઝરત અબદુરરહેમાન બિન અબુબકર રદી૦ પાણી નાખે અને લાશને હઝરત રસુલે મકબુલ સ૦ અ૦ વ૦ ની જોડેજ દફન કરે. બધા કામોથી નવરા થઇ ગયા બાદ આપે હઝરત ઉસમાન રદી૦ થી નીચે પ્રમાણે લખાવરાવ્યું.

## બિસ્મીલ્લાહહિરરહેમાનિર્રહીમ.

આ લેખ અબુબકર રદી૦ એ આ ફાની સંસારથી જુદા થઇ સીધાવતી વખતે ( એટલે સ્વર્ગવાસ થતી વખતે ) લખાવ્યો છે અય મુસલમાનો મેં તમારા ઉપર ઉંમર બિન ખત્તાબને ખલીફા મુકરર કર્યા છે. તમારે તેમની ફરમાંબરદારી કરવી જોઇએ. મારા આગળ તેઓ ઘણાજ સારા માણસ છે. જો તેમણે અમલ કર્યો. તો મારા વિચારો મુજબજ થશે, ભોગ જોગે તેઓ બદલી જાય તો દરેક માણસ પોતાના કર્તવ્ય માટે જવાબદાર છે. મેં તમારી સાથે નેકી કરેલી છે. પરંતુ ગુપ્ત વાત જાણનાર બીજો છે. જે જુલમ કરશે તેની શિક્ષા તેને મળશે. ફક્ત અસ્સલામઅલયેકુમ.

આ લખાણુ ઉપર હઝરતે મહોર કરી અને હઝરત ઉસમાન રદી૦ લઇને ચાલ્યા આવ્યા લોકોએ ઘણી ખુશીની સાથે હઝરત ઉમર ફારૂક રદી૦ થી બયઅત કરી.

આપે હઝરત ઉમરને એકાંતમાં બોલાવી કંઈ કહ્યું. તેમના ગયા પછી પરવરદિગારની દરગાહમાં આ દુઆ માગી.

હે પરવરદિગાર આ કારકીર્દીમાં મારી ઇચ્છા મુસલમાનોની ભલાઇ માટેજછે. હું કંકાસ અને તોફાનથી ઘણો ભય રાખું છું અને તેટલાજ કારણથી મેં મારા પોતાના અભિપ્રાય ઉપર અમલ કરી એવા માણસને ખલીફો બનાવ્યો છે કે જે તમામથી સારો જબરદસ્ત ને સારા કૃત્યોનો બધા કરતા વધારે અભિલાષિ છે. પરવરદિગાર હું તારા હુકમથી આ સંસારનો ત્યાગ કરૂં છું તું તારા બંદાઓનો માલિક છે ઉમર રદી૦ ને ખુલફાએ રાશેદીન પૈકીમાંના બનાવ અને તેમની દુઆમાં બરકત થાવ.

આપનો સ્વર્ગવાસ સેહશુંમ્બાની રાત્રે તા. ૨૨ જમાદિયુલ આખર સને ૧૩ હીજરીએ થયો. વફાતના પ્રસંગે અલ્લામા જલાલુદીન સ્યુતીના કહેવા પ્રમાણે ૬૩ વરસની ઉમર હતી. બે વરસ અને આઠમાસ ખિલાફત કરી પરંતુ મારા ધારવા પ્રમાણે હઝરતની ઉમર ૬૫ વરસ ૯ માસની હતી કેમકે ૬૩ વરસની ઉમર તો ત્યારેજ હતી કે જ્યારે હુઝુર રસુલેખુદા સ૦ અ૦ વ૦ નો સ્વર્ગવાસ થયો હતો. કબરમાં હઝરત અબ્દુરરહેમાન બિન અબુબકર રદી૦ એ ઉતાર્યા.

આપની વફાતથી ઇસ્લામી દુનિયાના ખાસ અને આમ તમામ

લોકોને ઉદાસી થઇ મદીનામાં પણ ત્રાસ વર્ત્યો. જો હઝરત ફારૂક રદી૰ આપની જગ્યાએ નીમાયા ન હોત તો લગભગ આ દુઃખથી ઘણા માણસોની હાણ થાત.

૬૭ વરસની ઉમરમાં આપના પિતાશ્રી હઝરત અબુ કહાફા રદી૰ એ સ્વર્ગવાસ કર્યો.



અરબસ્તાનને જગ
પોતાના મહાન શિક્ષણનો
અમર ઇસ્લામના
પ્રતાપથી ઈરાન અને રૂમજેવી મહાન
સલતનતો જીત લેતામાં તોડી પાડી આખા
એશીઆ, યુરોપ, અને આફ્રિકા ઉપર પોતાનો ફ્રવો
મજબુત સિક્કો જમાવી દીધો તે જે જોવું હોય તો...

**અરબનો ઇતિહાસ.**

ગુજરાતી ભાષામાં પહેલી બહાર પડી ચુક્યો છે...
કીમત ૨-૦-૦ પો. જુદું.
ઠેકાણું—પોલિટિકલ ભોમીઓ.
અમદાવાદ.







# હઝરત ઉમર રદી૦ અનહુ.

## વંશ.

હઝરત ઉમર બીન ખત્તાબ, બીન નોફીલ, બીન અબ્દુલઉઝઝ બીન રિયાહ બીન કરત, બીન ઝરરાહ બીન અદી, બીન કઅબ, બીન લવ્વા, બીન ફૂહર બીન માલિક.

અદીના બીજા ભાઇ મર્રહ હતા જેઓ હઝરત પયગમ્બરે ખુદા સ૦ અ૦ વ૦ ના વડીલોમાં થાય છે. જેથી હઝરત ઉમરનું વંશ હઝરત પયગમ્બરે ખુદા સ૦ અ૦ વ૦ ની આઠમી પેઢીએ વંશાવાળી હઝરતથી મળે છે.

## લકબ (ઉપનામ).

આપનું ( હઝરત ઉમરનું ) ઉપનામ ફારૂકે આઝમ હતું. જ્યારે આપે ઇસ્લામ કબૂલ કર્યું ત્યારે આ લકબ હઝરત સ૦ અ૦ વ૦ એ આપને બક્ષિસ કર્યો છે. કારણ કે પોતાના તુકેલથી સાચ અને જૂઠમાં [illegible]

## જન્મ.

સુપ્રસિદ્ધ વિવેચન અને હકીકતોથી સાબિત થઇ ચુક્યું છે કે હઝરત પયગમ્બરે ખુદા સ૦ અ૦ વ૦ ની હિજરતની ૪૦ વરસ અગાઉ આપે આ સંસારમાં પધરામણી કરી (આપનો જન્મ થયો) આપના જન્મની તિથી તથા આપના નાનપણની હકીકત બિલકુલ જાણવામાં આવી નથી.

## ધંધો.

ઉમર લાયક થએ ઉંટ ચારવાનો ધંધો આપને સોંપવામાં આવ્યો હતો અને આ ધંધો તે વખતમાં નિંદક નહોતો. તે સિવાય આપ મોટા દરજ્જાના નસ્સાબ અને સફારતની પદવી ઉપર મુકરર કરવામાં આવ્યા હતા. જે તે ખાનદાની માણસ સિવાય બીજાને મળી શકે તેમ નહોતું તે સિવાય આપ ઘોડાની સારી સ્વારી કરનારા તથા ખતીબ એટલે ખુતબો પઢનારા તથા પહેલવાન હતા. ઓકાઝના અખાડામાં આપે મોટી મોટી કુસ્તીઓ જીતેલી છે.

## સ્વરૂપ વર્ણન.

ઘઉં વર્ણો રંગ, કદ ઘણોજ લાંબો (હઝારો માણસોમાં પોતે ઉંચા જણાતા હતા ] ગાલ પાતળા, દાઢી મોટી, મુછો મોટી માથામાં પેશાની ઉપર વાળ નહોતા.

## ઇમાનનું ભાગ્યોદય.

હઝરત પયગમ્બરે ખુદા સ૦ અ૦ વ૦ એ દુઆ માગી હતી કે પરવરદિગાર: ઇસ્લામને ( હઝરત ઉમર યા અબુજહલ બીન હુસ્શામ મુસલમાન થાય તેવી રીતે ] વિજય આપ હઝરતની આવી દુઆ કબુલ ન થાય એ અસંભવિત હતું. અર્થાત હઝરત ઉમર મુસલમાન થયા અને આપે એવા કામ કર્યાં કે કયામત ( છેલ્લા દિવસ ) સુધી તેનું સ્મરણ રહેશે.

ઇસ્લામ કબુલ કર્યાની હકીકત પણ આશ્ચર્યજનક છે, ઇબ્ન સઅદ રદી૦ અબ્દુલઅલી રદી૦ :હાકમ રદી. અને બહીકી રદી. એ જુદા જુદા સ્વરૂપમાં આવી રીતે હકીકત નિવેદન કરી છે.

હઝરત ઉમર રદી૦ ની સત્તાવીસ વરસની વય થઇ હતી તે વખતે અરબસ્તાનમાં રસાલતના સૂર્યનો પ્રકાશ થયો. એટલે પયગમ્બરે ખુદા સ૦ અ૦ વ૦ ની પધરામણી થઇ. (જન્મ) હઝરત ઉમર રદી૦ ના વંશમાં હઝરત ઝેદ રદી. ના ભત્રીજાના કારણથી પરવરદિગારીની તવહીદના અવાજથી અજાણ્યા રહેલા નહોતા. મતલબ કે સર્વથી પહેલાં ઝેદ રદી૦ ના દીકરા સઇદ રદી૦ મુસલમાન થયા. ને તેમનો નિકાહ હઝરત ઉમર રદી૦ ની બેન હઝરત ફાતમા રદી૦ થી થયો હતો. આ સંબંધથી ફાતમા રદી૦ પણ મુસલમાન થઇ ગઇ ને આજ વંશમાં એક બીજા લોકપ્રીય પુરૂષ હઝરત નઇમ રદી૦ બીન અબ્દુલ્લાહ એ પણ ઇસ્લામ કબુલ કરી લીધું હતું પરંતુ હઝરત ઉમર રદી૦ એ

અદ્યાપિ પર્યંત ઇસ્લામ કબુલ કરેલું:નહોતું. તેમના કાનમાં જ્યારે આ વાતે પ્રવેશ કર્યો તો ઘણાજ ગુસ્સે થઇ ગયા. ને તે એટલે સુધી કે જે લોકો મુસલમાન થઇ ગયા હતા. તે લોકોના શત્રુ થઇ ગયા. બસીના તેમના વંશજોની એક દાસી હતી જેણે ઇસ્લામ કબુલ કર્યું હતું તેને ખુલ્લી રીતે મારતા હતા. ને જ્યારે પોતે થાકી જતા ત્યારે કહેતા કે થાક ખાઇને ફરી મારીશ બગીયા રદી૦ ના સિવાય જેમના ઉપર પોતાનો કાબુ હતો. મારધાડ માટે જરાપણ વિચાર ન કરતા પરંતુ ઇસ્લામની બરકત એવી હતી કે જેને એક વખત મળી ચુકી પછી તેને કંઇ પણ હરકત આવતી નહિ. તે ઉપરાંત આટલી બધી સખ્તીઓ આપ્યા છતાં એક પણ માણસને ઇસ્લામથી ફેરવી શકયા નહિ છેલ્લે લાચાર થઇ ફેસલો કર્યો કે (ઇસ્લામની જડ ઘાલનાર) ઇસ્લામની શરૂઆત કરનારને ઠેકાણે કરવા તલવાર કમરે લટકાવી સીધા હઝરત સલ્અમના તરફ ચાલ્યા.

રસ્તામાં હઝરત નઇમ બીન અબ્દુલ્લાહ રદી૦ મળ્યા. ચેહરો જોઈ ઓળખી જઇ કહેવા લાગ્યા. ખેરીયત તો છે ? કહેવા લાગ્યા કે હઝરત સ૦ અ૦ વ૦ નો ફેંસલો કરવા જાઉં છું (કતલ કરવા) તેમણે કહ્યું પહેલા આપના ઘરની હકીકતની તો સંભાળ લ્યો તમારા બ્હેન અને બનેવી ઇસ્લામ લાવી ચુકયા છે એકદમ પાછા વળ્યા અને બ્હેનના ઘરે ગયા તો તે કુરઆન શરીફની તીલાવતમાં હતા:પણ ભાઇના આવવાના ઘસારાથી ચુપ થઇ ગયા ને કુરઆન શરીફને સંતાડી દઇ ચુપ થઇ ગયા-તેમનો શાદ:કાનમાં સંભળાઇ ચુકયો હતો બહેનને પુછવા લાગ્યા. આ સાદ શાનો હતો ? તે બોલ્યા કે કંઇ નહી

બોલ્યા ના મેં સાંભળ્યું છે તમે બેઉ ફરી ગયા આતું બોલી બન-
વીથી મારામારી થઇ જ્યારે બહેન બચાવવા માટે આવ્યાં તો
તેમને પણ માર માર્યો એટલે સુધી કે તેમનું શરીર લોહી લુહાણ
થઇ ગયું અને આજ સ્થિતીમાં તેમની જીભથી નીકળ્યું કે અયે ઉમર
રદી૦ જે થઈ શકે તે કરો પરંતુ ઇસ્લામ હવે મારાથી છુટી શકશે
નહિ આ શબ્દોએ હઝરત ઉમર રદી૦ ના મન ઉપર
એક ખાસ અસર કરી જેથી બહેન તરફ માયાની દ્રષ્ટીથી જોયુ
તો શરીરથી લોહી વહેતું હતું આ સ્થિતિ જોઇ સ્તબ્ધ થઇ કહેવા
લાગ્યા કે તમે લોકો જે પઢી રહ્યા છો (પઢો છો) તે મને પણ સંભ-
ળાવો. હઝરત ફાતમા રદી૦ (પોતાની બહેન) એ તે કુરઆન શરી-
ફની આયતો સામે લાવી મૂકી દીધી. ઉથલાવીને જોયું તો આ
સુરત હતી (સબ્બહલિલ્લાહે માફિસ્સમાવાતે વલઅરદે વહોવલ
અઝીઝુલ હકીમ) એક એક શબ્દ ઉપર આપનું મન નરમ થઇ જતું
હતું ને તેને ઘણુંજ પસંદગી બતાવતું હતું ને તે એટલે સુધી કે
જ્યારે આ આયત સુધી પહોંચ્યા (બિલ્લાહે રસોલેહી) તો એકદમ
બોલી ઉઠ્યા અશહેદોઅન્ન લાઇલાહા ઇલીલ્લાહો વ અશહદોઅન્ના
"મોહમ્મદુર રસુલુલ્લાહે."

આ તે સમય હતો કે હઝરત સલ્અમ હઝરત અરકમના ઘરમાં
કે જે કોહેસફાની તળેટીમાં છે. ત્યાં હતા હઝરત ઉમર રદી૦ એ
બારણા આગળ જઇ કમાડ ઠોકયા. કેમકે તલવાર પોતાના હાથમાં
હતી ને આ નવી હકીકતથી કોઇ પણ વાકિફગાર નહોતું જેથી
હઝરતના અસ્હાબે કબાર રદી૦ ને ચિંતા થવા લાગી પરંતુ હઝરત

અમીર હમઝા રદી૦ સય્યદશશોહદાએ ફરમાવ્યું કે, આવવા દો સેવક તરીકે આવેલા છે તો ઠીક છે. નહિતર તેમનીજ તલવારને તેમનુંજ શીર. હઝરત ઉમરે અંદર પગ મુકયો. તો હઝરત સલ્અમ પોતેજ આગળ આવ્યા. ને દામ પકડીને ફરમાવ્યું. કેમ ઉમર! શા ઇરાદાથી આવ્યા છો? નબુવ્વતના જબરદસ્ત રોઅબના અવાજે આપને ( ઉમરને ) ધ્રુજાવી દીધા. ઘણીજ નરમાશથી અરજ કરવા લાગ્યા ઈમાન લાવવાને વાસ્તે હઝરત સલ્અમ એકદમ અલ્લાહો અકબર, બોલી ઉઠયા ને તે સાથે અસહાબે કિબાર રદી૦ એ એવા જોરથી અલ્લાહો અકબરનો પોકાર કર્યો કે મકકા મુઅઝઝમાના પહાડો ગુંજી ઉઠયા.

હઝરત ઉમરે ઇસ્લામ કબુલ કરવાથી ઇસ્લામી ઇતિહાસનો એક નવો દોર પેદા થયો. ને તે પ્રસંગે જો કે ૪૦ યા ૫૦ માણસો મુસલમાન થએલા હતા. અને અરબસ્તાન મશહુર ને સુવિખ્યાત બહાદુર હઝરત અમીર હમઝા સય્યદુશશોહદા રદી૦ એ પણ ઇસ્લામ કબુલ કરી લીધું હતું. એટલે શાસ્ત્રીય નિયમોનું વર્તન ખુલ્લી રીતે અદા કરી શકતા નહોતા. ને કાબેતુલ્લામાં ઉઘાડી રીતે નમાઝ પઢવી તો બિલકુલ અસંભવિત અને મુશકિલ હતું. હઝરત ઉમર રદી૦ એ ઇસ્લામ કબુલ કરવાથી એકદમ તે હાલત બદલાઈ ગઇ આપે સામાન્ય ને આમ રીતે પોતાનું ઇસ્લામ જાહેર કર્યું કુફફાર લોકોએ પ્રથમ ઘણીજ સખ્તી કરી પરંતુ આપ બરોબર અચળ રહી મુકાબલામાં શામિલ રહ્યા, ને તે એટલે સુધી કે મુસલમાનોની જમાઅત સાથે કાબેતુલ્લામાં જઈ નમાઝ અદા કરી.

હઝરત ઉમર રદી૦ ના ઇસ્લામના શરૂઆત સને હિજરી નબ-વીના છઠ્ઠા વરસથી થઇ છે.

હઝરત ઇબ્ને અબાસ રદી૦ ફરમાવે છે કે જે દિવસે હઝરત ઉમર રદી૦ ઇસ્લામ લાવ્યા. કુફ્ફારોમાં શોર ઉઠયો કે આજે મુસ-લમાનોએ તમામ બદલો લઇ લીધો.

હઝરત ઇબ્ન મસઉદ રદી૦ ફરમાવે છે કે હઝરત ઉમર રદી૦ ના ઇસ્લામમાં આવ્યાથી ઇસ્લામને બરાબર ઇઝ્ઝત હાસિલ થતી ચા-લીને આપનો ઇસ્લામ ફતેહ જેવો ઇસ્લામ હતો. અમો લોકોની શી હકીકત કે કાબેતુલ્લામાં જઇ નમાઝ પડી શકીએ. પરંતુ હઝરત ઉમર એ મુશરિકોથી એવી રીતે ઝપાઝપી કરી કે તેઓ એ લાચાર થઇ નમાઝ પઢવાની પરવાનગી આપી હઝરત હઝીફા રદી૦ ફરમાવે છે કે હઝરત ઉમર રદી૦ ના મુસલમાન થવાથી ઇસ્લામ એક ભાગ્યશાળી મનુષ્ય સમાન થઇ ગયું. ને દિન પ્રતીદિન વૃદ્ધિ થવા લાગી અને પોતાની શાક્ષીથી તેની ગતીમાં વધારો થવા લાગ્યો.

## હિજરત.

કુફ્ફાર લોકો હઝરત અબુતાલેબની હયાતી સુધી તો હઝરત સલ્અમનું કંઇ પણ કરી શક્યા નહિં પરંતુ તેમની વફાત (હઝરત અબુતાલેબના ગુજરી ગયા બાદ) પછી મુસલમાનો ઉપર વધારે સખતી કરવા લાગ્યા, ને આવી સ્થિતી પાંચ છ વરસ સુધી રહી. અને તે સમયની હકીકત ઘણીજ દુઃખદર્શક છે. છેલ્લે હુઝુર અન્વર

સલ્અમે મસલહત સમજી હુકમ આપ્યો કે મુસલમાન લોકોએ મ-દીને શરીફ ચાલ્યા જવું અર્થાત સૌ પહેલાં અબુસલ્મા અબદુલ્લાહ બીન અશહલ રદી૦ પછી હઝરત બિલાલ રદી૦ અને હઝરત આ-મીર યાસર રદી૦ એ હિજરત કરી. તેમના પછી ઉમર ફારૂક આઝમ રદી૦ ૨૦ માણસો સાથે જવા માટે તૈયાર થયા ઇબ્ન અસાકર રદી એ હઝરત અલી રદી૦ ની રીવાયત સાથે વિવેચન કર્યું છે કે દરેક માણસે છાની રીતે હિજરત કીધી પરંતુ હઝરત ઉમર રદી૦ એ જ્યારે હિજરત કરવાનો ઇરાદો કર્યો તે પ્રસંગે એક હાથમાં ખુલ્લી તલવાર લઇ બીજા હાથમાં તીરકમાન લઇ કાબા શરીફમાં આવી સાત ફેરા તવાફ કરી. બે રિકાતો મુકામ ઇબરાહીમમાં અદા કરી તેના પછી કુરેશના વજનદાર લોકોના ટોળામાં આવી કહેવા લાગ્યા કે લોકો ! ! ! અગર તમારામાં હિમત છે તો મને રોકો ને આવી સામા થાઓ. આવા પ્રશ્નનો કંઇપણ ઉત્તર નહોતો. અને કોઈ હઝરત ઉમરના સામા થવાને પણ શકિતવાન નહોતું કુફ્ફાર લોકો સ્તબ્ધ રહી ગયા. અને પોતે પોતાના મિત્રો સાથે રવાના થયા.

## ખીલાફત.

હઝરત ઉમર રદી૦ હઝરત અબાબકર સિદ્દીક રદી૦ ની હાજ-રીમાંજ ખલિફા થયા હતા. અને જે દિવસે હઝરત અબુબકર રદી૦ એ આ સંસારનો ત્યાગ કર્યો ( સ્વર્ગવાસ થયો ) તેજ દિવસે ખુલ્લી રીતે બયઅત થયા આપના સમયમાં અસંખ્ય વિજ્યો થયાં ઘણું કરીને સને ૧૪ હિજરીમાં દમસ્કનો યુદ્ધ અને સલાહ દ્વારા જય થયો. હમ્સ

અને બઅલઅક સલાહથી વિજય થયાં. અને બસ્રા તથા અબલ્લાહ ઉપર યુદ્ધથી ફતેહ મેળવ્યો સને ૧૫ હિજરીમાં અઝુન અને અબ-રીયાહ પર ફતેહ મેળવ્યો સને ૧૬ હિજરીમાં હવાજ અને મદાયન પર ફતેહ મેળવી તકરીત બયતુલ મુકદ્દસ ફન્સરીન હલબ અન્તાકીયાહ સરોજ કરકી સય્યાઅ મુસલમાનોનાં સ્વાધીનમાં આવ્યાં.

સને ૧૭ અને ૧૮ હીજરીમાં મસ્જીદે નબવીનો પ્રસાર થયો. નેશાપુર હલવાન રે. સમીસાત હરાન યફબીન મુસલ અને ઘણાક દ્વિપો ફતેહ મેળવી.

સને ૧૯ હિજરીમાં કીસારીયાહ પર ફતેહ મેળવી.

સને ૨૦ હિજરીમાં મીસર અને તસત્તર અને તમામ પશ્ચિમના મુલ્ક ઉપર અસકંદરીયા સિવાય ફતેહ મેળવી.

સને ૨૧ માં અસકંદરીયા તથા નહાવંદ ફતેહ થયાં.

સને ૨૨ હિજરીમાં આઝરબાયજાન તથા હનુર માસબરાન હમદાન તરાબલસ અલગરબ અશકર તથા કોમ્સ પર ફતેહ મેળવી.

સને ૨૩ હિજરીમાં કરમાન સેઇસ્તાન મકરાન અસનહાન અને અસન હાનની હાજુબાજુના ગામો ઉપર ફતેહ મેળવી.

## હુકુમતમાં કરેલા કાનુનો.

પોતે દરેક ખાતામાં દુરસ્તી કરી તેની ટુંકાણમાં હકીકત નીચે પ્રમાણે.

( ૧ ) બયતુલમાલ એટલે ખજાનો કાયમ કર્યો.
( ૨ ) કચેરીઓ કાયમ કરી કાઝી મુકરર કર્યા.
( ૩ ) તારીખ તથા સનની શરૂઆત કરી જે અદ્યાપી પર્યંત જારી છે.
( ૪ ) ઇલ્કાબ અમીરૂલમોઅમીનીન ધારણ કર્યો.
( ૫ ) લશ્કરી દફ્તરની ગોઠવણ કરી.
( ૬ ) ઇસ્લામી લડાયક લોકોના પગારની સતા ઠરાવી.
( ૭ ) માલનું દફ્તર કાયમ કરયું.
( ૮ ) માપણીની શરૂઆત કરી.
( ૯ ) વસ્તી ગણત્રીની શરૂઆત કરી.
(૧૦) નેહરો બાંધી.
(૧૧) શહેર આબાદ કર્યાં ( વસાવ્યા )
(૧૨) રાજ્યનાં ભાગ પાડી તેમાં સુબાઓની ગોઠવણ કરી.
(૧૩) અશુર એટલે કર ( માખલ ) ની ગોઠવણ કરી.
(૧૪) દરીયાઈ ઉત્પત્તી જેમકે અંબર વીગેરે પર જકાત ઠેરવી.
(૧૫) અરબી વ્હેપારીઓને અંદરખાને વહેપારની પરવાનગી આપી.
(૧૬) જેલખાનું કાયમ કર્યું.
(૧૭) દોરેહ ( ફટકા ) ની શરૂઆત કરી.
(૧૮) રાત્રે રોન ફરી પ્રજાની હાલતની વકફિયત મેળવવાનો રિવાજ કાઢયો.

(૧૯) પોલીસ ખાતું કાઢયું.
(૨૦) દરેક સ્થળે છાવણીઓ કાયમ કરી.
(૨૧) ઘોડાઓના જાતમાં અસીલ અને ખસ્સીની ઓળખાણુની રીત કાયમ કરી જે તે વખતે અરબસ્તાનમાં નહોતી.
(૨૨) લેખક કાયમ કર્યા.
(૨૩) મક્કા મોઅઝ્ઝમાથી મદીના મનવ્વરા સુધી મુસાફરોના આરામ માટે મકાનો બંધાવ્યાં.
(૨૪) રસ્તામાં રઝળતા બાળકોના પોષણુ માટે માસિક રકમ મુકરર કરી.
(૨૫) જુદા જુદા શહેરોમાં મુસાફરખાના બંધાવ્યા.
(૨૬) એવો કાયદો ઠરાવ્યો કે અરબસ્તાનના લોકો પૈકી કોઇને ગુલામ બનાવી શકે નહિં ગમે તો ભલે તે કાફિર પણુ હોય.
(૨૭) ગરીબને કંગાલ ઇસાઇ તથા યહુદીઓ માટે પોષણુ સારૂ પગાર કરી આપ્યા.
(૨૮) શાળાઓ કાયમ કરી.
(૨૯) મહેતાજીઓ (માસ્તરોનાં) પગાર બાંધી આપ્યા.
(૩૦) હઝરત અબાબકર સિદ્દીક રદી૦ થી આગ્રહ કરી કુરઆન શરીફનું બંધારણુ કરી તેમાં પોતે પણુ શરીક થયા.

( ૩૧ ) તર્કશાસ્ત્ર કાયમ કર્યું.

( ૩૨ ) વારસાની વહેંચણી વગર કસરે વહેંચવાનીગોઠવણ કરી.

( ૩૩ ) સ્હવારની " અઝાનમાં અસ્સલાતો ખયરૂન મિન્નોમ " નો વધારો કર્યો.

( ૩૪ ) તરાવીહની નમાઝ જમાઅત સાથે પઢવાનો રિવાજ કાયમ કર્યો.

( ૩૫ ) ત્રણ તલાકો જે એકી વખતે આપવામાં આવે તેનું નામ બાયન ઠરાવ્યું.

( ૩૬ ) શરાબ ( દારૂ ) ની હદ માટે ૮૦ ફટકોડા મુકરર કર્યા.

( ૩૭ ) સોદાગરી ઘોડા ઉપર જકાત ઠેરવી.

( ૩૮ ) બનું તગલબ ઇસાઇઓ પર માથાદીઠ વેરાના બદલે જકાત કાયમ કરી.

( ૩૯ ) ધાર્મિક ( સાર્વજનિક ) નો નિયમ કાઢયો.

( ૪૦ ) જનાઝાહની નમાઝપર ચાર તકબીરો ઉપર લોકોની સલાહ લીધી.

( ૪૧ ) મસજીદમાં વાએઝનો રિવાજ કાઢયો. લોકો આપની પરવાનગીથીજ હઝરત તમીમદારી રદી૦ એ વાઅજ કર્યો હતો. ને ઇસ્લામમાં આ વાએઝ પહેલવહેલો હતો.

( ૪૨ ) પેશઇમામ તથા મુઅઝઝન (અઝાં દેનાર) ( બાંગી ) ના પગાર ઠેરવ્યા.

(૪૩) મસજીદોમાં રાત્રે અજવાળાની ગોઠવણ કરી.
(૪૪) બદનકશી માટે શિક્ષાનો કાયદો ઘડયો.
(૪૫) કવિતામાં સ્ત્રીઓના નામ લેવાની મનાઇ કરી.

## લગ્ન તથા અવલાદ.

હઝરત ઉમર રદી૦ એ જાહલીયત તથા ઇસ્લામમાં કેટલાક નિકાહ કર્યા પ્રથમ નિકાહ હઝરત ઉસમાન બિન મઝઉનની બહેન હઝરત ઝયનબ રદી૦થી થયો. ઉસમાન રદી૦ જુના મિત્રો પૈકીમાંના હતા એટલે ઇસ્લામ કબુલ કરનારાઓમાં એમનો ચૌદમો નંબર હતો. સને ૨ હિજરીમાં સ્વર્ગવાસ થયો. અને હઝરત સલ્અમ સ૦ અ૦ વ૦ ને તેમના ગુજરી જવાથી એટલો બધો શોક થયો કે આપ લાશને ચુંબન કરતા હતા. ને બેઅખત્યાર રૂદન કરતા હતા. ઉસ્માન રદી૦ ના બીજા ભાઇ કદામતહ રદી૦ સહાબીઓ પૈકીમાંના હતા. હઝરત ઝયનબ રદી૦ એ મુસલમાન થઇને મકકા મોઅઝઝમામાં સ્વર્ગ વાસ કર્યો હઝરત અબ્દુલ્લાહ અને હઝરત હફ્સા રદી૦ તેમનાજ પેટથી અવતર્યા હતા. બીજો નિકાહ કરી બતહ બિન્તે અબી અમ ત્હુલ મખઝુમીથી થયો. જેઓ હઝરત સલ્અમ સ૦ અ૦ વ૦ ની પવિત્ર બીબી હઝરત ઉમ્મ સલમા રદી૦ ની બહેન થતાં હતાં કેમકે તેમણે ઇસ્લામ કબુલ કરેલું નહોતું ને મુશરિકાહ (ઇસ્લામથી વિરૂધ વર્તનાર) થી નિકાહ જાયઝ નથી માટે સલાહ હદીબા પછી સને ૬ હિજરીમાં તેમને તલાક આપી.

ત્રીજો નિકાહ મલીકતહ બિનતે હરૂલ નખરાઇથી થયો એમને

ઉમ્મ કુલશુ મપણુ કહે છે. આ પણ ઇસ્લામ લાવેલા નથી ને તેજ કારણુથી સને ૬ હિજરીમાં એમને પણ તલાક આપવામાં આવી હઝરત અબ્દુલ્લાહ રદી૦ એમનાજ પેટથી અવતર્યા છે.

ઝયનબ રદી૦ તથા કરીબહ કુરેશના વંશથી અને મલીકહ ખજાઅતહના કુટુંબથી હતાં. મદીના મુનવ્વરામાં આવી અન્સારમાં સગવટ કર્યો એટલે સને ૭ હિજરીમા હઝરત આસમ બિન સાબિત બિન અબીલ અફ્લહ જે કે એક માનવંતા અન્સારી ખાનદાનમાંથી હતા. અને બદરના યુદ્ધમાં પણ સામિલ હતા. તેમની દીકરી હઝરત જમિલાથી નિકાહ કર્યો જમીલા રદી૦ નું પહેલું નામ આસીયાહ હતું જ્યારે ઇસ્લામ કબુલ કર્યું ત્યારે હઝરત સ૦ અ૦ વ૦ એ તે બદલીને જમીલા રદી૦ રાખ્યું પરંતુ તેમને પણ કંઇ કારણુસર તલાક આપવામાં આવી.

છેલ્લા સમયે આપને ખ્યાલ આવ્યો કે નબુવ્વતના ખાનદાનથી સંબંધ જોડવાથી આબરૂ અને બરકતની વૃદ્ધીના કારણો છે માટે હઝરત અલી કરમ૦ વજહુથી હઝરત ઉમ્મ કુલસુમની દરખાસ્ત કરી જનાબ મોસુફે ઉમ્મ કુલસુમનો ન્હાની વયના કારણે ઇનકાર કર્યો પરંતુ હઝરત ઉમરે જ્યારે વધારે માગણી કરી અને કહ્યું કે આવા સંબંધથી ઇઝતનો આબરૂનો વધારો થવાની ઉમેદથી આ આગ્રહ કરૂં છું–

હઝરત અલી કર૦ વજહુએ કબુલ કર્યું અને સને ૧૭ હિજ-માં ૪૦ હઝાર દિરમ ઉપર નિકાહ થયો.

આપની બીજી પણ બીબીઓ હતી. જેમના નામો નીચે પ્રમાણે છે.

ઉમ્મ હકીમ બિનતુલ હારષ બિન સાલમ લમખજુમી કલીતહ યમીનહ. આતકહ બિન્તે ઝયદ બિન ઉમરૂ બિન નફીલ.

હઝરત ઉમરને પુત્ર પરીવાર વિશેષ થયો હતો. જેમાં હઝરત હફસા રદી૦ તેટલા માટે લોક માન્ય છે કે તેઓ ખાસ માનવંતા બીબીઓ પૈકીમાંના છે. પોતાનો નિકાહ પ્રથમ હઝરત ખનીશ બિન ખદાફહ રદી૦ સાથે થયો હતો જેઓ મહાજીરીન પૈકીમાંના હતા. ખનીસ રદી૦ જ્યારે ઓહદના યુદ્ધમાં શહીદ થયા. ત્યારે સને ૩ હિજરીમાં હઝરત સલ્અમ સ૦ અ૦ વ૦ ના નિકાહમાં આવ્યા જેના માટે ઘણીક હદીસો તૈયાર છે અને ઘણા સહાબીઓ રદી૦ :એ હદીસોથી સાબિત કરી આપ્યું છે. સને ૪૫ હિજરીમાં ૬૩ વર્ષની વયે સ્વર્ગવાસ કર્યો.

પરીવાર ( ઓલાદ ) નાં નામ નીચે પ્રમાણે છે હઝરત અબ્દુલ્લાહ રદી૦ હઝરત અબીદુલ્લાહ રદી૦ હઝરત આસમ રદી૦ અબુશામહ રદી૦ અબ્દુરેહમાન રદી૦ હઝરત ઝટદ રદી૦ હઝરત વજીર રદી૦ આ બધામાં ત્રણ સાહેબો પ્રથમના ઘણા નામાંકિત છે. હઝરત અબદુલ્લાહ રદી૦ ફિકાહ અને હદીષના જબરદસ્ત સ્થંભ મનાએલા છે બુખારી અને મુસ્લિમમાં તેમનાજ મસલા અને હકીકતો સંખ્યાબંધ લખાએલા છે તેઓ હઝરત ઉમર રદી૦ ની સાથેજ મક્કાશરીફ મુકામે ઇમાન લાવી મુસલમાન થયા હતા. અને ઘણી લડાઇઓમાં હઝરત

સહાબમની સાથે રહી તેમાં ભાગ લીધો છે. વધા ઉપરાંત પોતે સત્ય વાદીપણામાં ઘણાજ મશહુર હતા ને સત્ય બોલવામાં જરાપણુ અચકાતા નહિ એક વખતે હુજ્જાજ બિન યુસુફ મક્કામાં કાબા શરીફમાં ખુતબો પઢાવી રહ્યો હતો. તે પ્રસંગે પોતે ઉભા થઇ કહેવા લાગ્યા. "આ ખુદાનો દુશ્મન છે કેમકે એણે ખુદાના દોસ્તોને કતલ કરી નાખ્યા છે તેમજ ઘણું કરીને તેનાજ વેર લેવા માટે હુજ્જાજે એક માણસને મુકરર કર્યો. જેણે ઝેર પાએલી તલવાર વડે ઝખમી કર્યા ને તેજ ઝખમથી માંદા થઇ સ્વર્ગવાસ પામ્યા જયારે હઝરતઅલી કરમ૦ વ૦ અને હઝરત અમીર માઅવીઆ રદી૦ એ પોતાનો તમામ મામલો હુકમના હાથમાં સોંપ્યો ત્યારે લોકોએ હઝરત અબદુલ્લાહથી આવીને કહ્યું કે બધા મુસલમાનો આપની ખીલાફત ઉપર રાજી છે. માટે આપ તૈયાર થાઓ " તો અમો બધા આપના હાથ ઉપર બયઅત કરી લઇએ " તેમણે ઇન્કાર કર્યો અને કહ્યું કે " હું મુસલમાનોના ખુનથી ખિલાફત લેવાનું પસંદ કરતો નથી " હઝરત અબદુલ્લાહના દીકરા હઝરત સાલમ મદીના મુન૦વરાના તે સાત બુઝુર્ગોમાંના છે જેના ઉપર ફિકહને હદીસોનો આધાર રહેલો છે ને તેમના ખુલાસા સિવાય કોઇ કાજી ફેંસલો કરી શકવા પણુ શક્તિવાન નહોતા ને આ વાત હમેશાં યાદ રાખવાને લાયક છે તમામ હદીસનેતાઓની આગળ પોતાની હદીસો વધારે માન ભરેલી ગણાય છે. ને તેમનું ઉપનામ " ઝન્જીરે ઝર " એટલે સોનાની સાંકળી છે પ્રથમ તો તે હદીસ કે જેની રિવાયતનો રિવાજ ને શરૂઆતમાં ઇમામ માલિક રદી૦ હઝરત નાફ્ઇ રદી૦ હઝરત અબદુલ્લાહ બિનઉમર રદી૦ હોય૦ બીજું જેની

અંદર હઝરત ઇમામ ઝહરી રદી૦ હઝરત સાલમ બિન અબદુલ્લાહ રદી૦ હઝરત અબદુલ્લાહ બિન ઉમર હોય ઇમામ માલિક રદી૦ અને ઇમામ ઝહરી રદી૦ ના સિવાય બાકી બધા લોકો હઝરત ઉમર રદી૦ અબી ઇમામ ઝહરી રદી૦ ના સિવાય બાકી બધા લોકો હઝરત ઉમર રદી૦ ના વંશના છે. એટલે હઝરત અબદુલ્લાહ રદી૦ આપના દીકરા હઝરત સાલમ રદી૦ આપના પૌત્ર ( દીકરાના દીકરા ) હઝરત નાફ્રા રદી૦ આપના ગુલામ.

હઝરત અબીદુલ્લાહ બહાદુરી અને પહેલવાનીમાં પ્રસિદ્ધ છે ત્રીજા દીકરા હઝરત આસમ રદી૦ ઘણાજ પવિત્ર મનવાળા ને વિદ્વાન હતા. સને ૭ હિજરીમાં તેમનો સ્વર્ગવાસ થયો.

તેઓ ઘણાં ઉંચા કદના તથા શરીરે પુષ્ટ હતા. ને કવિતા કહેવાનો ઘણો શોખ હતો વિવેકી માણસોનું કહેવું છે કે કદિ ટુંક મેળવવા સારૂ અયોગ્ય શબ્દ પણ ગોઠવી દઇ કવિતા સરસ બનાવે છે. પરંતુ હઝરત આસમ આ રિવાજથી જુદા હોઇ આ પદ્ધતિને વખોડતા હતા માટે આથી આપની વિદ્વતાની સાબિતી થઇ આવે છે. હઝરત અમારૂલ મોઅમેનિન ઉમર બિન અબદુલ અઝીઝ આપનાં [ આસમરી ] ના નવાસા [ દીકરાના દીકરા થાય છે.

હઝરત ઉમર રદી૦ ના સંબંધમાં અસહાબીઓનાં અભિપ્રાય.

હઝરત અબાબકર સિદ્દિક ફરમાવે છે કે આ સંસાર ઉપર હઝરત ઉમર કરતાં વિશેષ મને કોઇ પણ વ્હાલું નથી.

કોઇ માણસે હઝરત અબાબકર રદી૦થી પૂછ્યું કે આપ અમારા ઉપર હઝરત ઉમર રદી૦ ને ખલીફા ઠરાવતા જાઓ છો પણ પરવરદિગારને શો જવાબ આપશો આપે કહ્યું એમનાથી સારો કોઇ પણ માણસ નહોતો. માટે તેમને ખલીફા બનાવ્યા છે.

હઝરતઅલી કર૦ વ૦ ફરમાવે છે જ્યારે પવિત્રને પાક માણસોને સંભારો તે સમયે હઝરત ઉમર રદી૦ ને જરૂર સંભારો.

હઝરત ઇબને ઉમર રદી૦ ફરમાવે છે કે હજુર અન્વર સ૦ અ૦ વ૦ થી બીજા નંબરે હઝરત ઉમર યાદશકિતવાળા હતા.

હઝરત ઇબ્ને મસઉદ રદી૦ ફરમાવે છે કે આખા જગતની વિદ્યાને ત્રાજુના એક પલ્લામાં મુકવામાં આવે ને બીજા પલ્લામાં હઝરત ઉમરની વિદ્યા તો બેશક આપની વિદ્યાવાળો પલ્લો વજનદાર હોઇ નીચો નમશે. પરવરદિગારે ૧૦ ભાગ વિદ્યાના પેદા કરેલા તે પૈકી ૯ ભાગ હઝરત ઉમર રદી૦ ને આપવામાં આવ્યા છે;

હઝરત હઝીફહ ફરમાવે છે કે હઝરત ઉમર સિવાય બીજો કોઇ પુરૂષ એવો નથી કે જેણે હિમતની સાથે પરવરદિગારનાં રસ્તા સારૂ અપકિર્તી સાંભળી હોય.

હઝરત અમીર માવીઆ ફરમાવે છે કે સંસાર સમૃદ્ધિ હઝરત અબાબકર સિદ્દીકની પાસે આવી. પરંતુ આપે તેને તુચ્છ ગણી ઉમેદ રાખી નહિ પછી હઝરત ઉમર રદી૦ ની પાસે આવી આપે ધકકામારી કાઢી મુકી પરંતુ મેં તેને પેટમાં ભરી લીધી.

હઝરત અલી કર ૧૦ એ ફરમાવ્યું કે હઝરત ઉમર પોતાના ઇરાદામાં અચળ, બુદ્ધિશાળી, વિદ્યા અને હિંમતમાં બેનઝીર (એમના જેવો બીજો કોઇ નહિં તે ) છે.

હઝરત ઇબ્ને મસઉદ રદી૦ ફરમાવે છે કે હઝરત ઉમર રદી૦ અમો બધાથી પરવરદિગારની કિતાબનો વધારે ઇલ્મ રાખે છે. હઝરત ઇબ્ને અબ્બાસ રદી૦થી કોઇએ હઝરત ઉમર રદી૦ તથા હઝરત અબુબકર રદી૦ વિષે પુછ્યું તો કહ્યું કે હઝરત અબુબકર રદી૦ પગથી માથા સુધી ફાયદાનો તથા ખુબીનો ભંડાર છે. અને હઝરત ઉમર રદી૦ ની દલીલ એવી આપી કે જાણે એક ખુબસુરતને મનોહર પક્ષી હોય ને તેને પકડવા સારૂં મન લલચાય તેવા છે.

હઝરત ઇબ્ને મસઉદ ફરમાવે છે કે હઝરત ઉમરનો મરતબો આ ચારે વાતોથીજ સાબિત થાય છે. (૧) યુદ્ધ બદરમાં પકડાએલા કેદીઓ માટે કતલનો હુકમ આપ્યો ત્યારે આયત **લવલા કિતાબુન મિનલ્લાહે** ઉતરી (૨) આપે ઉમ્મતે મોઅમેનીનની બીબીઓ માટે પરદા માટે ફરમાવ્યું ત્યારે પરદા માટે આયત ઉતરી (૩) હઝરત સ૦ અ૦ વ૦ એ આપનાં ( ઉમર રદી૦ ના ) ઇસ્લામ માટે દુઆ માગી (૪) આપે હઝરત અબુબકરથી પહેલાં બયઅત કર્યું.

હઝરત મુજાહિદ રદી૦ ફરમાવે છે કે શયતાનો હઝરત ઉમર રદી૦ ની ખિલાફતમાં કેદ થયા ને આપના પછી છુટી ગયા.

હઝરત અબુ મુસા રદી૦ ફરમાવે છે કે હઝરત ઉમર રદી૦ ને જોતાંની સાથે શયતાનો નાશી જાય છે. ને પરવરદિગાર હમેશ તે-

મની આંખોની સામે છે. ને તેની સાથે તેમનો પવિત્ર આત્મા વાતચીત કરે છે હઝરત સુફયાન સોરી રહે૦ ફરમાવે છેકે જે માણસ હઝરત ઉમર રદી૦ તથા હઝરત અબાબકર સિદ્દીક રદી૦ ની ખિલાફતને હઝરત અલી. કર૦ વ૦ ની ખિલાફત પર વિશેષતા આપે છે. [ શ્રેષ્ટતા ) તે ખાસ મહાજરીન ને અન્સારને ભુલવાળા ઠેરવે છે.

હઝરત અબુ અસામહ રદી૦ ફરમાવે છે કે હઝરત અબુબકર રદી૦ તથા હઝરત ઉમર રદી૦ ઇસ્લામને માટે માબાપ તુલ્ય છે.

હઝરત ઇમામ જાફર સાદિક રદી૦ ફરમાવે છે કે તે માણસથી ઘણોજ નારાજ છું કે જે હઝરત અબુબકર રદી૦ તથા હઝરત ઉમરને સારી લાગણીથી યાદ ન કરે. કુરઆન શરીફના તે આયતો કે જેથી હઝરત ઉમર રદી૦ મોટાઇ સાબિત થાય છે.

ઇમામ બુખારી તથા ઇમામ મુસ્લીમ રદી૦ ફરમાવે છે કે હઝરત ઉમર રદી૦ નું ફરમાન છે કે ત્રણ જગ્યાએ પરવરદિગારે મારો અભીપ્રાય પસંદ કર્યો.

( ૧ ) મેં હઝરત સલ્અમને વિ૦ કરી કે જો મુકામ ઇબરાહીમની જગ્યા નમાજ માટે જગ્યા હોત તો ઘણું સારૂં થાત તે પછી આજ આયત ઉતરી વ ઇતખઝુ **મુકામે ઇબરાહીમ મુસલ્લી** ( ૨ ) મેં અમ્મહાતુલ મોઅમેનીન રદી૦ ના પરદા માટે વિ૦ કરી તો આયત પરદા માટેની ઉતરી ( ૩ ) જ્યારે પવિત્ર બીબીઓ રદી૦ એ હુઝુર અન્વર સ૦ અ૦ વ૦ ને શરમ અપાવવા માટે અભિપ્રાય

બાંધ્યો ત્યારે મેં કહ્યું **અસા રબ્બહુ ઇન તલ્લકા કુન્ન અન તુબદ્દે લહુ અઝવાજન ખયરન મિન કુન્ના.**

હજરત હાકિમ રદી૦ ફરમાવે છે કે હઝરત ઉમર રદી૦ એ શરાબ ( દારૂ ) ને હરામ કરવા સારૂ પાક પરવરદિગારની સેવામાં દુઆ માગી હતી. અર્થાત પરવરદિગારે સારી રીતે ખુલાસા સાથે હરામ કરી તે બાબત બયાન ફરમાવ્યું કે **યસઅલુનકા અનિલ ખમરે** છેલ્લે આયત અબદુલ્લાહ ઇબને અબીના સ્વર્ગવાસ સમયે લોકોએ હઝરત હજુર અન્વર સ૦ અ૦ વ૦ ને જનાઝાની નમાઝ માટે તસ્દી આપી ( બોલાવ્યા ) આ માણસ ઇસ્લામનો ખાસ દુસ્મન હતો પરંતુ જ્યારે હઝરત રસુલે ખુદા સ૦ અ૦ વ૦ જવા લાગ્યા. તો હઝરત ઉમર રદી૦ એ હઝરત રસુલે ખુદા સ૦ અ૦ વ૦ ને જેતાંજ ઓળખ્યા જેથી વિ. કરી કે અબદુલ્લા ખરેખર ખુદાનો દુસ્મન હતો ત્યાર પછી આ આયત ઉતરી **વલા તુસલ્લે અલા અહદિન મિનહુમ માતાઅબદા.**

હઝરત રસુલે ખુદા સ૦ અ૦ વ૦ એક કોમની મુક્તિ માટે દુઆ ઘણીજ માગતા હતા ત્યારે હઝરત ઉમર રદી૦ એ કહ્યું કે **સવાઉન અલયહિમ** હઝરત સ૦ અ૦ વ૦ એ અસહાબીઓને બદરના યુધ્ધ માટે ફરમાવ્યું ત્યારે હઝરત ઉમર રદી૦ એ જવા માટે કહ્યું તે વખતે આ આયત ઉતરી **કમા અખોઇ જકા રબ્બકા મિન બચ્ચનેકા.**

હઝરત સ૦ અ૦ વ૦ એ જ્યારે બીબી આયશા રદી૦ માટે

સખ્તી કરી તો તે બાબત સહાબીઓએ મળીને સલાહ કરી હઝરત ઉમર શરૂકે હુકમ કર્યો ત્યારે આ આયત ઉતરી **હાઝા બોહતાનુન અઝીમ** ઘણું કરી આજ શબ્દોથી ઉતર્યા.

રમઝાન માસમાં રાત્રે પોતાની સ્ત્રીથી સંભોગ કરવો વ્યાજબી છે હઝરત ઉમર રદી એ તે બાબત અરજ કરી ત્યારે આ આયત ઉતરી **ઓહિલ્લા લકમ લયલતા અસ્અયામે હાફેઝા.**

એક યહુદી હઝરત ઉમર રદી૦ થી રસ્તામાં મળ્યો અને તેણે કહ્યું કે આપના મિત્ર હઝરત મોહંમદ મુસ્તુફા સલ્અમ જીબ્રાઇલ અ૦ની હકીકત કહેતા હતા. તેઓ મારા દુશ્મન છે. તેના જવાબમાં આપે એ ઉત્તર આપ્યો ને પ્રત્યક્ષ તેજ શબ્દો એટલે **મનકાનઃ અદુઉલ જીબરીલ** છેલ્લે આયત ઉતરી.

ઇબ્ને મરદોયહ રદી૦ એ રિવાયત સાથે અબુલ અસ્વદ રદી૦એ લખ્યું છે કે બે માણસોમાં કંઇ કારણસર તકરાર થઇ તેઓ હઝરત સલ્અમની સેવામાં હાજર થયા ને હઝરત સલ્અમે ફેંસલો કર્યો એક બોલ્યો કે હઝરત ઉમર રદી૦ ની સેવામાં પણ જરા જઇ આવીએ અર્થાત બેઉ આવ્યા. ને તમામ હકીકત જાહેર કરી આપે સાંભળીને કહ્યું કે તમો ચાલતા થાઓ હું આવું છું આવી રીતે ફરમાવી હાથમાં તલવાર લઇ આવ્યા. અને જેણે આપની સેવામાં આવવાની ભલામણ કરી હતી કતલ કરી નાખ્યો બીજો નાશીને હઝરત સ૦ અ૦ વ૦ ની સેવામાં જતો રહ્યો ને હઝરત ઉમર રદી૦ ની હકીકત કહેવા લાગ્યો હઝરતે ઇરશાદ એટલે હુકમ ફરમાવ્યો કે ઉમર રદી૦ કોઇ

મોમિનને કદી પણ કતલ કરશે નહિ ને નતો એવી હિમત કરી શકે!! તેના ઉપર આ આયત ઉતરી **ફલારા રબ્બકા લાયવ મીનુન** મત્ત-લબકે હજુર અન્વર સ૦ અ૦વ૦એ ખુન માફ કરી હઝરત ઉમર રદી૦ ને કતલની તોહોમતથી નિર્દોષ બનાવ્યા.

એક દિવસ હઝરત ઉમર રદી૦ સુઇ રહ્યા હતા ને આપનો ગુલામ વગર રજાએ અંદર ચાલ્યો આવ્યો આપે દુઆ માગી કે પર-વરદિગાર કે એકાંતમાં બેધડક આવવા સારૂ મનાઇનો હુકમ કર એટલે આયત પરવાનગી માટેની ઉતરી તે સિવાય હદીષો તો ઘણી છે.

## સદ્‌ગુણો.

ઇબ્ન સઅદ રદી૦ ફરમાવે છે કે અમો એક દિવસ હઝરત અમીરૂલ મોઅમેનીનના દરવાજા આગળ બેઠા હતા તેવામાં એક દાસી આવી. કેટલાક કહેવા લાગ્યા. કે આ લોંડી હઝરત સ૦ અ૦ વ૦ ની છે આપે હુકમ ફરમાવ્યો કે, અમીરૂલ મોઅમેનીનને શો હક છે. કે તે ખુદાની મિલકતમાંથી લોંડી રાખી શકે! મારા માટે ફક્ત બે જોડ લૂગડાં એક ગરમીના ઉપયોગ સારૂ ને એક શિયાળાના ઉપયોગ સારૂ અને સાધારણ જાતનું ખાવાનું બાદશાહી ખજાનામાંથી લેવું વ્યાજબી છે. તે સિવાય મારી તેજ સ્થિતી છે. જે એક સામાન્ય મુસલમાનની છે જ્યારે આપ કોઇને ગવર્નર બનાવી મોક-લતા તો આ શરતો તેમને સંભળાવતા. (૧) ઘોડા ઉપર કદી ન બેસવું. (૪) ઉત્તમ ખોરાક ન લેવો. (૨) ઝીણો પોશાક ન પહેરવો.

(૪) ઉમેદવારોની ફરીઆદ સાંભળી બરાબર મદદ કરવી. આ ફરમાનો વિરૂદ્ધ જણાતું તો શિક્ષા કરતા.

લોકો આવીને આપને વિનયપૂર્વક કહેવા લાગ્યા કે ઉત્તમ ખોરાક ખાઓ કે જેથી શરીરમાં તાકત ઉત્પન્ન થાય. આપે કહ્યું કે શું બધા મુસલમાન લોકોની આવી સલાહ છે ? લોકોએ કહ્યું હા. બધા એજ કહે છે ઉત્તર આપ્યો. તમારા લોકોની લાગણી પ્રસંસાપાત્ર છે. પરંતુ મેં તો મારા બે મિત્રોને આજ સ્થિતીમાં જોયા ( જે રીતે હું હમણા કહું છું ) તો પછી હું શું કરૂં ! ! !

સુકા વરસમાં આપ ઘી અને ગોસ્ત, બિલકુલ મુકી દેતા. ને એટલા બધા ચિંતાતુર થતા, કે લોકોને મરી જવાની દહેશત રહેતી હતી. એક વખત તાજી માછલી ખાવાનું આપનું મન થયું ને એક માણસને ઉંટ પર બેસાડી લેવા માટે મોકલ્યો. તે લઇ આવ્યો. આપે માછલી લઇ લીધી ને ઉંટને જોયો તો તેના કાનની હેઠળ પરસેવો જણાયો. કહ્યું હવે આ માછલી હું ખાવાનો નથી કારણ કે મારા માટેજ આ પ્રાણીને ( ઉંટને ) આટલું બધું દુઃખ વેઠવું પડયું છે.

હઝરત કતાવા રદી૦ કહે છે કે, આપની ખિલાફતના સમયમાં હઝરત ઉમર રદી૦ ને જોયા તો આપ એક સુફનો ફાટેલો કુરતો પહેરતા જેમાં કેટલાક ચામડાના થીગળા મારેલા જણાતા હતા. આવો લિબાસ પોતે પહેરીને ફરતા હતા ને લોકોના ઘરોમાં પણ આવીજ સ્થિતીથી જતા હતા ને તેમના કામ કરી આપતા હતા.

હઝરત અન્સ રદી૦ ફરમાવે છે કે આપના કુરતાના ખભાની પાસેના ભાગમાં ચાર થીગળા મારેલા જોયા હતા.

હઝરત અબદુલ્લા બિન આમિર બિન રબીઆ રદી૦ ફરમાવે છે કે મેં હઝરતની સાથે હજ કરી. આપ મુકામ (મનઝીલ) પર પહોંચી ગયા. છતાં પણ ત્યાં તંબુ કે ડેરો કંઇ ઉભું કરતા નહિ. પણ કાંઇ લૂગડું લઇ ઝાડ ઉપર નાખી તેનાજ છાંયડે બેસતા.

હઝરત અબદુલ્લાહ બિન ઇસા રદી૦ ફરમાવે છે કે હઝરત ઉમર રદી૦ના બેઉ ગાલો ઉપર રડી રડીને આંસુ વહેવાના કારણે બે લીટીઓ પડી ગઇ હતી.

હઝરત અન્સ રદી૦ ફરમાવે છે કે મેં એવું સાંભળ્યું કે, અય ઉમર તું અને અમીરૂલ મોમેનીન પરવરદિગારથી બીઓ નહિંતર સખ્ત દુઃખ થશે.

હઝરત અબદુલ્લાહ બિન આમર બિન રબીઆ કહે છે કે એક વખત આપે જમીન ઉપરથી એક ઘાસનું તણખલું ઉપાડયું ને કહ્યું કે જો કદાચ હું આ તણખલું થાત અને મારી માતુશ્રી મને જન્મ ન આપત તો સારૂં થાત.

હઝરત અબીદુલ્લા બિન ઉમર ઇબ્ન હફસ રદી૦ ફરમાવે છે કે, એક દિવસ હઝરત પોતાની ગરદન મુબારક ઉપર પાણીની મશક રાખીને જતા હતા લોકોએ પૂછ્યું કે, આમ કરવાનું શું કારણ! આપે કહ્યું કે મારા મને કંઇ અહંકાર કર્યો હતો તેની આ શિક્ષા છે.

હઝરત ઇબ્ન ઉમર રદી૦ ફરમાવે છે કે વધારે ક્રોધની સ્થિતીમાં જો કદાચ કોઇ પરવરદિગારની રટના કરતું અગર કુરઆન શરીફ પઢતું તો તરત તેના ક્રોધનો નાશ થતો.

પવિત્ર ફરમાન છે કે કોમની દુરસ્તી કરવાનું બનવા જોગ છે પરંતુ એક અમીરની જગ્યા બીજાને આપવી એ ઘણું કઠણ છે.

## હિકમત ભરેલા વચનો.

જે માણસ પોતાના ભેદોને સંતાડી રાખે છે તે પોતે માલિક છે.
જે માણસ મારા એબ બતાવે છે તે મને વધારે પ્રીય છે.
જે માણસનો તમે ત્યાગ કર્યો હોય. તેનાથી ડરતા રહો.
બુદ્ધિશાળી માણસ તેજ છે કે પોતાના કર્તવ્ય સારા બનાવી શકે
આજનું કામ કાલ ઉપર મુલતવી ન રાખવું.
પૈસો માથું ઉંચું કર્યા વગર નથી રહેતો.
બીજાની ચિંતામાં તમે પોતાને ન વીસરો.

પાપનો ત્યાગ કરવો તે તોબાહ કરવાની તકલીફ કરતાં વધારે સહેલ છે.

## પરવરદિગારની બીક.

એક વખત એક કાફલો મદીના મુનવ્વરામાં આવ્યો ને શહેર બહાર મુકામ કર્યો તેની બરદાસ્ત ને સંભાળ માટે પોતેજ ગયા તેને પહેરો દેવાને ચોતરફ ફરતા. એક તરફથી રડવાનો સાદ સાંભળવામાં

આવ્યો તે તરફ ગયા. જોયું તો એક ધાવણું બાળક પોતાની માના ખોળામાં રૂવે છે. તેની માને પોતે તાકીદ આપી કે તેની તબીઅતને ખુશ કર કે જેથી તે છાનો રહે થોડી વાર પછી ફરી તે જગ્યાએથી આપ નીકળ્યા તો તે બાળકને પ્રથમ પ્રમાણે રોતો જોયો. ગુસ્સામાં આપ બોલ્યા તું ઘણીજ દયાહીણ મા છે. તેણે કહ્યું આપ ખરી હકીકતથી અજાણ છો. ને નાહક મનેજ દુ;ખ આપો છો વાત આ છે કે ઉમર રદી૦ એ એવો હુકમ કરેલો છે કે બાળક જ્યાં દુધ ન મૂકે ત્યાં સુધી ખજાનામાંથી તેમનો માસિક પગાર બંધાશે નહિં. આ કારણથી હું તેને દુધ છોડાવું છું. હઝરત ઉમર રદી૦ સ્તબધ થઇ ગયા અને કહ્યું અરે ઉમર રદી૦ તેં કેટલા બાળકોના ખુન કર્યાં હશે !!! તેજ વખત ઢંઢેરો શહેરમાં કર્યો કે બાળક જે દિવસે અવતરે તેજ દિવસથી તેનો પગાર આ તરફથી મુકરર કરવામાં આવે.

અસલમ રદી૦ હઝરત ઉમર રદી૦ ના ગુલામ હતા. તે બાબત હકીકત કે એક વખત હઝરત ઉમર રદી૦ રાત્રે રોન ફરવા નીકળ્યા મદીના મુનવ્વરાથી ત્રણ માઇલ પર એક જગ્યા સરાર નામથી છે ત્યાં પહોંચ્યા જોયું તો એક સ્ત્રી કંઇ રાંધી રહી છે, ને બે ત્રણ બાળકો રડી રહ્યા છે પાસે જઈ હકીકત પુછી તેણે કહ્યું કે ઘણા દિવસોથી બાળકોને ખાવાનું નથી મળ્યું. જેથી તેમનું મન વાળવા તથા રાજી કરવા સારૂ હાંડીમાં પાણી નાખી ચૂલા ઉપર રાખી છે. હઝરત ઉમર રદી૦ તેજ વખત ત્યાંથી ઉઠી મદીને આવ્યા ને બયતુલ માલમાંથી આટો, ગોસ્ત, ઘી અને ખજુરો લઇ અસલમ રદી૦ ને

કહ્યું કે મારી પીઠ ઉપર આ બધું મુકી દો. તેમણે કહ્યું કે હું લઈને સાથે આવું છું. આપ તકલીફ લેશો નહિ. આપે ફરમાવ્યું કે અય અસલમ કયામતના દિવસે મારો બોજો તમે નહિ ઉપાડી શકો. અર્થાત બધી વસ્તુઓ ઉપાડીને લાવ્યા ને તે સ્ત્રીની આગળ મુકી દીધી. તેણે આટો ગુંદળી હાંડી ચૂલા ઉપર મુકી હઝરત ઉમર રદી૦ પોતેજ તે ચૂલાને ફુંકવા લાગ્યા. કારણ કે ખાવાનું વહેલાસર તૈયાર થાય. જેથી ઝટ તૈયાર થયું બાળકોએ ધરાઈને ખાધું ને રમવા લાગ્યા. હઝરત ઉમર રદી૦ તેમને જોઇ જોઇને રાઝી થવા લાગ્યા. તે સ્ત્રીએકહ્યું કે પરવરદિગાર આપને આનો સારો બદલો આપે. સાચું છે કે અમીરૂલ મોઅમેનીન થવાને લાયક તો આપ છો! નહિ કે ઉમર!!

એક વખત રાત્રે રૌન ફરતા હતા તેવામાં એક બદુ પોતાના તંબુની બહાર બેસી રહેલો હતો પોતે પણ પાસે જઇ બેઠા આમ તેમની વાતો શરૂ કરી એકદમ તંબુમાંથી રડવાનો સાદ સંભળાયો હઝરતે પૂછ્યું કે કોણ રૂવે છે બદએ કહ્યું મારી સ્ત્રી સુવાવડ થવાની પીડાથી રૂએ છે હઝરત પોતાના ઘરે આવી હઝરત ઉમ્મકુલસુમને સાથે લઇ ત્યાં આવી બદુની પરવાનગી મેળવી તે તંબુમાં ઉમ્મકુલસુમને દાખલ કર્યાં ( તે બદુની સ્ત્રીની સારવાર કરવા માટે ) થોડીવારે દીકરો અવતર્યો ત્યારે હઝરત ઉમ્મકુલસુમે કહ્યું અય અમીરૂલ મોમેનીન આપના દોસ્તને મુબારકબાદી આપો અમીરૂલ મોમીનિનનો શબ્દ સાંભળી બદુ ઝબકી ગયો. ને અદબસર બેઠો, હઝરતે ફરમાવ્યું. કંઇ ચિંતા ન કર કાલે મારી પાસે આવજે હું આ બાળકનો પગાર મુકરર કરી આપીશ.

હઝરત અબ્દુર્રહેમાન બિન ઓફ રદી૦ ફરમાવે છેકે એક વખત હઝરત ઉમર રદી૦ અને હું આખી રાત એક કાફલાનો પહેરો આપતા હતા હઝરત સઇદ બિન બરબુઅ રદી૦ સ્હાબી હતા જેમની આંખો જતી રહી હતી તેમનાથી હઝરત ઉમર રદી૦ એ પૂછ્યું કે આપ જુમ્માની નમાઝમાં કેમ નથી આવતા ? તેમણે કહ્યું કે મારી પાસે કોઇ માણસ નથી કે તે માર્ગ બતાવે હઝરત રદી૦ એ એક માણસ મુકરર કરી આપ્યો કે જે દરરોજ તેમની સાથેજ રહેતો હતો.

## સ્વર્ગવાસ.

ઇમામ ઝહરી રદી૦ ફરમાવે છેકે મગીરા બિન શઅબાએ આપને લખ્યું કે મારી પાસે એક ચાલાક માણસ છે જેને ઘણા હુન્નરો આવડે છે તે ચિત્રકામ સુથારી લુહારી વીગેરે કામો સારી રીતે જાણે છે આપે આવવાની પરવાનગી આપી તે માણસનું નામ ફીરોઝ અને કનીત અબુલુલુ હતું હઝરત ઇબ્ન અબ્બાસ રદી ફરમાવે છેકે તે પારસી હતો મગીરાએ તેના ઉપર માસિક ૧૦૦ દીનારનો મેહસુલ મુકરર કરેલો હતો આપથી તેણે આ વધારે મેહસુલ બાબત વિનંતી કરી ત્યારે આપે ફરમાવ્યું કે તારા હુન્નરોની આગળ આ રકમ વધારે નથી ફીરોઝ નાલાયક આવા જવાબથી ગુસ્સે થઇ ચાલ્યો ગયો. ને મજબૂત ઇરાદો પોતાના મનમાં ઠરાવ્યો કે હઝરતને ઠાર કરવા તે ઝાલિમે ઘરમાં આવી ( પોતાને ઘેર ) બેધારવાળું ખંજર તૈયાર કર્યું તે લઇ સ્હવારની નમાઝની પણ પહેલાં જઇને મસજીદમાં સંતાઇ રહ્યો હઝરત ઉમરનો હુકમ હતો કે નમાઝની પહેલાં બિછાતની દુરસ્તી

થઈ જવી જોઇએ. જ્યારે કામ થઇ રહેતું ત્યારે આપ આવીને નમાઝ પઢાવતા હતા અર્થાત તેજ વખતે આપ આવ્યા અને ઝાલિમ ફીરોઝે ૭ વાર ( ઝખમ ) કર્યાં જેમાંથી એક ડુંટીની હેઠળ આવ્યો આપે એકદમ હઝરતઅબ્દુર્રહેમાન બિન ઓફનો હાથ ઝાલી પોતાની જગ્યાએ ઉભા કર્યાં ( પેશઇમામ બનાવ્યા ) ને પોતે ઝખમના દુઃખથી પડી ગયા ફીરોઝે વળી પણ ૧૨ અસ્હાબીઓને ઘાયલ કર્યાં જેમાંથી ૬ જણે સ્વર્ગવાસ કર્યો છેલ્લે એક માણસે તેના ઉપર લુગડું નાખ્યું અને તેમાંજ તેણે આપઘાત કરી પ્રાણ ખોયો.

લોકો હઝરત ઉમર રદી૰ ને ઉપાડી મકાન ઉપર લાવ્યા પ્રથમ એવો ખ્યાલ હતો કે કારી ઘા લાગેલ નથી. પરવરદિગાર ચાહશે તો સારૂં થઇ જશે પરંતુ જ્યારે આપને દુધ અને કાંજી પાયાં તો બેઉ વસ્તુઓ તે લાગેલા ઘામાંથી થઇ નીકળી ગઇ ત્યારે સારા થવાની ઉમેદ આપે મૂકી દીધી લોકોએ તેમની જગ્યાએ કાયમ કરવા માટે અરજો કરી પણ આ ફેંસલો એવો જરૂરી છે એકદમ તેનો ખુલાસો થઇ શકતો નથી અને તે બાબત હઝરતે લાંબી મુદતથી ચિંતાને તજવીજ કર્યાં હતા પણ કંઇ પરિણામ જણાયું નહિ જેથી આપ દીલગીરીથી બોલી ઉઠ્યા કે મારા પછી આ મારે વજન ઉઠાવનારો કોઈ જણાતો નથી.

ખિલાફતને માટે જે અસ્હાબી ઉપર નજર નાખતા તેનું કારણ આ હતું હઝરતઅલી કર૰ વ૰ હઝરત ઉસમાન રદી૰ હઝરત ઝબીર હઝરત તલહા રદી૰હઝરત સઅદ બિન વકાસ રદી૰ હઝરત અબદુર્રહમાન બિન ઓફ રદી૰

પરંતુ આ માનવંતાઓમાંથી એકને બીજાથી ઉંચાને સારા ગણવા એ મુશકિલ કામ હતું. જ્યારે હઝરત ઉમર રદી૦ થી લોકોએ આગ્રહ કર્યો તો આપે કહ્યું કે આ છ માનવંતાઓમાંથી જેને ઇચ્છો પસંદ કરો પછી આપે પોતાના દીકરા હઝરત અબદુલ્લાહને હઝરત ઉમ્મુલ મોમેનીન આયશા રદી૦ ની સેવામાં મોકલ્યા તેમણે સલામ બાદ આ સંદેસો મોકલ્યો કે આપ ( હઝરત ઉમર રદી૦ ને ) હુઝુરે અન્વર સ૦ અ૦ વ૦ ના પડખાનાં દફન કરવાની પરવાનગી આપો હઝરત ઉમ્મુલ મોઅમેનીન આ હકીકતથી ઘણાજ ઉદાસ થયાં આપે હુકમ કર્યો કે આ જગ્યા હું ખાસ મારા માટે રાખવા ઇચ્છતી હતી. પરંતુ તે અમીરૂલ મોઅમેનીન કરતાં વધારે પ્રીય નથી જ્યારે હઝરત અબદુલ્લાહ રદી૦ પરત આવ્યા ને આ જવાબ સંભળાવ્યો ત્યારે અમીરૂલ મોઅમેનીને કહ્યું પરવરદિગારનો ઉપકાર માનું છું કે મારી બધી આશાઓમાં આ આશા મોટી ને જરૂરી હતી આપે પોતાની જગ્યા ઉપર રાખવાની વસીયત કરી કે પાંચ ટોળા માટે વધારે ધ્યાન રાખશો.

મહાજરીન અન્સાર અઅરાબ ને તે અરબ લોકો કે જેઓ બીજા શહેરોમાં વસેલા છે તે અને ઝમી ( બીજા ધર્મના લોકો કે જેઓ ઇસ્લામને મદદ કરનારા છે તે. )

આ કામથી પરવારી તજવીજ કરી કે મારા ઉપર કેટલું દેવું છે ? જણાયું કે ૮૬૦૦૦ છ્યાસી હઝાર દિરમ. હુકમ કર્યો કે મારી મિલકત અને વારસાના હકદારો પાસેથી તે રકમ વસુલ કરવી અથવા કુલ કુરેશ લોકોથી.

ઘણું કરીને આપનું ઘર જેમાં લાંબી મુદત સુધી રહી હઝરતે ખિલાફતનો કારભાર કરેલો. તે ઘર હઝરત અમીર માવીઆને વેચાણ આપ્યું. ( આ ઘર બાબુસ્સલામ અને બાબુર્રહેમાનની વચ્ચે હતું ) અને દેવું પતાવી દીધું. હઝરત અમીરૂલ મોઅમેનીને ત્રણ દિવસ પછી સ્વર્ગવાસ કર્યો અને મોહોરમની પહેલી તારીખ શની-વાર ( હફતા ) ના રોજ દફન કરવામાં આવ્યા. જનાઝાની નમાઝ હઝરત સહીબ રદી૦ એ પઢાવી. અને હઝરત અબદુર્રહમાન, હઝરત અલી કર૦ વ૦ હઝરત ઉસ્માન રદી૦ હઝરત તલહા રદી૦ હઝરત વઅદ તથા હઝરત કાસ૦હઝરત અબદુર્રહેમાન બિન ઔફ વીગેરે સાહેબોએ કબરમાં ઉતાર્યા ને તે રોશન ને તેજદાર સૂર્ય ધુળમાં મળી ગયો. જેમણે ઇસ્લામી સંસારમાં એવા કામ કરેલા છે કે તેની બરોબર સંસારમાં કોઇ ભાગ્યેજ કરી શકે હઝરત ઉમર રદી૦ની વય બાબત જુદા જુદા મત છે કેટલાએક ૬૩ વરસ લગભગ કહેછે ને થોડાક ૬૬ તથા ૬૧ કહે છે.

## થોડીક યાદગીરીઓ સ્વર્ગવાસ પછીની.

આપની વીંટી ( અંગુઠી ) ઉપર **કફા બિલ મોતે વા અઝન** ( મોત માણસને માટે મોટો વાએઝ છે ) આ લેખ લખેલો હતો.

હઝરત તિબરાની રિવાયત કરે છે, હઝરત તારક બિન શહાબ રદી૦ કહે છે કે, જે દિવસે હઝરત ઉમર રદી૦ ના સ્વર્ગવાસ થયો તે દિવસે ઇસ્લામ સુસ્ત થઇ ગયું હતું.

હઝરત અબ્દુર્રહેમાન બિન બશીર રદી૦ ફરમાવે છે કે હુ આપના સ્વર્ગવાસ વખતે હાજર હતો ને તે દિવસે સુર્યગૃહણ થયું હતું.

હઝરત ઇબ્ને અબ્બાસ રદી૦ એ આપના સ્વર્ગવાસ થયા પછી એક વરસે દુઆ માગી કે પરવરદિગાર હઝરત ઉમરને તું મને

સ્વપ્નામાં પણ દેખાડ. અર્થાત આપે જોયા. કે હઝરત પોતાના કપાળમાંથી પરસેવાને લૂછી રહેલા છે. હઝરત અબ્બાસ રદી૦ એ પૂછયું કે હઝુરનો કેવો હાલ છે. કહ્યું કે હમણાજ હિસાબ કિતાબથી નવરો થયો છું. અગર જો પરવરદિગાર દયાવંત ન થાત, તો હું બરબાદ થઈ જાત.

હઝરત અબદુલ્લાહ બિન ઉમર બિન આસ૦ રદી૦ (બરિવાયત હઝરત ઝેદ બિન અસલમ રદી૦) અને હઝરત સાલમ બિન અબદુલ્લા બિન ઉમર રદી૦ (બરિવાયત હઝરત ઇબન સઅદ રદી૦) એ હઝરતને સ્વપ્નામાં જોયા. અને આપે આજ હુકમ ફરમાવ્યો.

હઝરત અમીરૂલ મોઅમીનીનના સમયમાં નીચે મુજબ અસહાબી-ઓએ સ્વર્ગવાસ કર્યો.

અતબા બિન ગઝવાન, અલાઅ બિનલ હઝરમી, કૈસ બિન સકન, અબુ કહાફા. (હજરત અબાબકર સિદીકના મા તથા પિતાજી) સઅદ બિન અબાદહ, સહીલ બિન ઉમર, ઇબન ઉમ્મકુલસુમ અબાસ બિન અબુ રબીઆ, અબદુર્રહેમાન-ઝુબૈર બિન અવામનો ભાઇ કૈસ

બિન અબી સઅસઆહ નોફિલ બિન હારસ બિન અબ્દુલ મુતલેબ અને તેઓના ભાઇ સુફયાન ઉમ્મુલ મોમેનીન મારયહ—અબુ ઔબૈદા બિન લજરાહ, મઆઝ બિન જબલ-યઝીદ બિન અબી સુફયાન, શરજીલ બીન હસના, ફઝબિન અબાસ—અબુ જંદલ બિન સહીલ—અબુ માલિકુલ અશઅરી—સફવાન બિન મઅતલ—અબી બિન કઅબ—બિલાલ મુઅઝઝન ( બાંગી ) ઉસીદ બિન હસીર બરાબિન માલીક (હઝરત અન્સ રદી૦ ના ભાઇ ) ઝયનબ બિન્તે હજશ, અયાઝ બિન ગનમ—અબુશહીમ બિતીહાન ખાલિદ બિન વલીદ, નોમાન બિન મુકર્રેહ કતાવહ બિન નોમાન અફરમ બિન હાબસ, સોદહ બિનતે ઝમઆ, ઓયમ બિન સાદહ મીલાનલ શકફી, અબુમહજનલ શકફી, એતમામોથી પરવરદિગાર રાજી રહો.





## હઝરત ઉસમાન રદી૰

### વંશ.

ઉસમાન બિન અફ્ફાન બિન—અબુલ આસ બિન ઉમ્મીયાહ બિન અબ્દુશમ્સ બિન અબ્દ મનાફ બિન કસ્સી બિન કિલાબ બિન મર્રહ બિન લવ્વી.

### લકબ.

હજરત ઉસમાન રદી૰ સિવાય કોઇ પણ મહાત્મા એવા નથી થયા કે જેમના નિકાહમાં કોઇ નબીની બે દીકરીઓ આવી હોય આ કારણથી આપ ઝિન્નુરૈન કહેવાતા હતા હજરત રૂકૈયાહ રદી૰ ના સ્વર્ગવાસ પછી હજરત ઉમ્મ કુલસુમ રદી૰ નો નિકાહ હજરત સ૰ અ૰ વ૰ એ કરી દીધો.

### સ્વરૂપ.

મધ્યમ કદ શીતળાના ચાઠા મોઢા ઉપર હતા ઘણુજ રૂપાળા દાઢી ઘણીજ ઘાડી ચોડાહાડ રંગમાં લાલાશ વધારે, બેઉ બાજુઓને

ઘણું છેટું હતું. પીંડીઓ ભરેલી હાથ લાંબા માથા ઉપર ઘુઘરવાળા વાળ હજરત અબ્દુલ્લાહ બિનહઝમ માજની રદી૦ કહે છે કે હજરત ઉસમાન કરતાં વધારે રૂપાળા મેં કોઇ પુરૂષ અગર સ્ત્રીને જોઈ નથી હજરત મુસા ઇબ્ન તલહા રદી૦ નું કહેવું છે કે આપના બરોબર લાંબા ને ખુબસુરત માણસ તે સમયમાં કોઇ નહતો.

## ધંધો.

આપ ઘણા મોટા વેપારી હતા. ને ધનવાન મહાત્મા હતા. અને વધારે ધનસંપતિના કારણે આપનો ગનીનો ઇલ્કાબ હતો. ( ઉપનામ )

## ઇસ્લામની કબુલત ( મુસલમાન થવું )

હજરત ઉસમાન રદી૦ શીલના સમયના છ વરસ પછી ઇસ્લામ લાવી મુસલમાન થયા હતા. આપ શરૂઆતના મુસલમાનો પૈકીમાંના છે. જેમને હજરત અબુબકર સિદ્દીક રદી૦ એ ઇસ્લામ કબુલ કરવા નોતરૂં આપ્યું હતું. આપે બે વખત હિજરતો કરી છે. એક હબ-શની અને બીજી મદીના તૈયબાની

આલિમો કહે છેકે હજરત ઉસ્માન રદી૦ પહેલાના જુના બુઝર્ગો પૈકીમાંના છે હજરત સ૦ અ૦ વ૦ હમેશાં આપથી રાજી રહેતા હતા. ઇબ્ન ઇસ્હાક ફરમાવે છે કે આપ હજરત અલી કર૦ વ૦ હજરત અબુબકર રદી૦ અને ઝેદ બિન હારસ રદી૦ ના પછી ઇમાન લાવ્યા હતા.

## બનાવ.

આપની ખિલાફતમાં બધાથી મોટો બનાવ એ છે કે કુરઆન શરીફની સારી પદ્ધતિથી ગોઠવણ આપે કરી. હાલ જે કુરઆન શરીફ છે તેજ એ છે કે જેની ગોઠવણ હઝરતે કરી હતી. હજની બધી માહિતગારી આપનેજ હતી. ને એવી ખુબીથી હદીસો ફર-માવી છે કે તે બાબત વિવેચન પણ થઇ શકે નહિ. તેમના તરફથી ૧૪૦ હદીસો બહાર પાડવામાં આવી છે.

ઇસ્લામ કબુલ્યા પછી આપના કુઆ હકમ બિનલ આસે ઘણીજ સખ્તી કરી પરંતુ આપનું અચળ મન જરાપણુ ડગ્યું નહિ ને તેની અસર એ થઇ કે તેમણે સખતી કરવાનું બિલકુલ મૂકી દીધું હજરત અન્સ ફરમાવે છે કે હબશ તરફ સ્ત્રીને બચ્ચાંઓ સાથે પહેલી હિજરત આપે કરેલ છે હઝરત સ૦ અ૦ વ૦ નો હુકમ છે કે હજરત ઉસ્માન મારાથી અને હજરત ઇબરાહીમ ખલીલુલ્લાહથી ઘણીજ માયા રાખે છે ને સાચા દોસ્ત છે ધન્ય ભાગ કે આવા પ્રીય શબ્દો હુઝુરની જબાન મુબારકથી નીકળે. હદીસોમાં આપની પ્રસંશા ઘણી છે.

આપના સમયમાં ઘડેલા કાનુનો અને રિવાજો સર્વ પહેલાં આપે લોકોની જાગીરો મુકરર કરી ગોચરો કાયમ કર્યા તકબીર ધીમેથી કહેવાનો હુકમ કર્યો બાંગી લોકોના પગાર બાંધી આપ્યા મસ્જીદમાં સુગંધીત વસ્તુ બાળવા અને જુમ્માના દિવસે પ્રથમ અઝાન ( બાંગ ) નો હુકમ આપ્યો. સૌથી પહેલા આપે ઇદની નમાજ પહેલાં ખુતબો પઢયો. લોકોને જકાત કાઢવાનો હુકમ આપ્યો પોલીસખાતું મુકરર

કર્યું. આપજ એવા ખલીફા છે કે જે પોતાના માતુશ્રીની હયાતીમાં ખિલાફતની ગાદી ઉપર બિરાજમાન થયા.

હઝરત ઉમર રદી૦ ની સ્થિતી જોઇ મસ્જીદમાં પોતાને માટે કોટડી બનાવી તમામ મુસલમાનોનો એકજ કિરાઅત ઉપર અભિપ્રાય બંધાવ્યો. આપના સમયમાં સંસારિક મિલકતનો એટલો બધો વધારો થયો કે લોકો ખેલના સાધનો એકઠા કરવા લાગ્યા. ( કબુતરની શરતો તથા ગિલોલની રમતો ) આપે આ બાબતોનો ઘણી સખ્તી સાથે બંદોબસ્ત કર્યો. ને ઉડવાવાળા કબુતરોની પાંખો કપાવી નાખી ને ગલોલો તોડી નાખી ને આયંદાને માટે સદર કામ ઉપર એક અમલદારની ગોઠવણ કરી કે લોકોને ફરી તે કામ તરફ જવાની લાગણી રહે નહિ.

## ખિલાફત અને બીજા બનાવો.

હઝરત ઉમર ખત્તાબ રદી૦ ના પછી તમામ અસહાબો ખલીફાની પસંદગી માટે એકઠા થયા હઝરત અબ્દુર્રહેમાન બિન ઓફ રદી૦ એ ફરમાવ્યું કે અભિપ્રાય માટે અમોએ ત્રણ અસહાબોને પસંદ કરવા જોઇએ કેમકે કામ સહેલાઇથી થઇ જાય અર્થાત તમામ સાહેબોએ ત્રણ અસહાબો માટે પસંદગી બતાવી તે નીચે મુજબ ( ૧ ) હઝરત અલી કર૦ વ૦ ( ૨ ) હઝરત ઉસમાન રદી૦ ( ૩ ) હઝરત અબ્દુર્રહેમાન બિન ઓફ રદી૦ હઝરત અબ્દુર્રહેમાન રદી૦ એ ફરમાવ્યું કે મારી ઇચ્છા ખિલાફતની નથી. હવે આપ સાહેબોજ કહો આ બેઉ સાહેબોએ કંઇ પણ જવાબ આપ્યો નહિ. ત્યારે હઝરત અબ્દુર્રહેમાને

ફરમાવ્યું કે પસંદગીનું કામ મારા ઉપર સોંપો-હું એવા માણસને પસંદ કરીશ કે જે તમામ ઉમ્મતમાં શ્રેષ્ટ હોય અને ઉમ્મતની બેહતર સલાહની ખંત ધરાવતો હોય. ત્યારે બેઉ સાહેબો રાજી થયા હઝરત અબ્દુર્રહેમાને હઝરતઅલી કર૦ વ૦ ને એકાંતમાં લઇ જઇને કહ્યું કે આપ પહેલાં મુસલમાન થયા છો. અને હઝરત સ૦ અ૦ વ૦ ના નજીકનાં સગા છો જેથી બધા કરતાં ખિલાફતના હકદાર આપ વધારે છો જો હું આપને પસંદ કરૂં તો આપ ઇન્સાફ કરશોજી ને કદાચ આપના ઉપર કોઇ બીજાને સરદાર બનાવું તો તેની ફરમાબરદારી કરશો આપે કબુલ કર્યું તે પછી હઝરત અબદુર્રહેમાને હઝરત ઉસમાનને એકાંતમાં જઇને તેજ મુજબ કહ્યું અને આપથી બયઅત લીધી હઝરત અબ્દુર્રહેમાનના પછી હઝરત કરમુલ્લાહ વ૦ એ પણ ખુશીથી બયઅત લીધી ને કામ અડચણ વગર પસાર થયું. હઝરત ઉસમાન રદી૦ ની ખિલાફતના સમયમાં રે. અને રૂમના ઘણાક કિલ્લાઓ ફતેહ થયા હતા આપે મુગીરાને કુફાથી પદભ્રષ્ટ કરી હઝરત સઅદ બિન વકાસને હકુમત આપી હતી. સને ૨૫ હિજરીમાં આપે હઝરત સઅદ રદી૦ ને પણ પદભ્રષ્ટ કરી વલીદ બિન અકબા બિન મઇત ને તે હુકમત આપી (જે આપના સગા હતા ) આ હકીકત ઉપરથી લોકોને શંકા થઇ કે આપ પોતાના સગાવહાલાના પોષણમાં મચેલા જણાય છે જોકે તે શંકા ખરી નહોતી ખલિફાના અભિપ્રાયમાં જે વાત અને કામ બ્યાજબી જણાય તેજ તે કહે છે અને ૨૬ હિજરીમાં સાબોર ઉપર ફતેહ મેળવી ને કેટલાક ઘરો ખરીદ કરી મસ્જીદુલ હરામને વિશાળ અને પહોળી બનાવી.

સને ૨૭ હિજરીમાં અરજાન વિગેરે ફતેહ થયા અને હઝરત ઉમરૂ બિન આસ રદી૦ ની જગ્યા ઉપર અબ્દુલ્લાહ બિન સઅદને કાયમ કર્યા અબ્દુલ્લાએ આફ્રિકા ઉપર ચઢાઇ કરી તમામ મુલક જીતી લીધો.

સને ૨૮ હિજરીમાં હઝરત અમીર મઆવીઆએ કિબરસનામે દ્વિપ ઉપર ચઢાઇ કરી કબજો કર્યો ને ત્યાંના રહેવાસીઓએ વેરો કબુલ કરી સલાહ કરી લીધી.

સને ૨૯ હિજરીમાં હઝરત ઉસ્માન રદી૦ એ મદીના તયબાની મસ્જીદને પહોળી બનાવી. નકશીદાર પત્થર તળીએ જડયા તથા તેવા થાંભલા પણ લગાવ્યા. મસ્જીદની લંબાઇ એકસો સાઠ ગજ અને પહોળી ૧૫૦, ગજ કરી દીધી એજ સાલમાં અસ્તખર અને કસાઅ પણ ફતેહ થયા.

સને ૩૦ હિજરીમાં જોર તથા ખુરાસાનનો કેટલોક હિસ્સો તથા નેશાપુર તુસ સરખસ મરદ બહીક ફતેહ થયાં.

આ ફતેહ થવાથી મુસલમાનોને ઘણો પૈસો મળ્યો. ત્યાં સુધી કે એક એક માણસે ચાર હજાર દીનાર સોનું મેળવ્યું હતું.

## સ્વર્ગવાસ.

હઝરત—ઉસમાન રદીએ બાર વરસ સુધી ખિલાફત કરી છ વરસ સુધી તો આપની જાતથી કોઇને કંઇ પણ ગિલ્લો પયદા થયો નથી.

કેમકે આપ હઝરત ઉમરથી પણ નરમ હતા પરંતુ ૭ વરસ પછી આપે પોતાના સગાવહાલાંઓને મુલકોના, હાકિમ બનાવવાની શરૂઆત કરી. ને તેનું કારણ એ જણાવ્યું કે હઝરત ઉમર રદી૦ તથા હઝરત અબુબક્કર રદી૦ એ કુરેશીઓની સાથે સલાહકારી અને દયાળુ વર્તણુંક રાખેલી હતી. પરંતુ હવે જરૂર છે કે, બધાની સાથે મુરવ્વત રાખવી જોઇએ પહેલાં આજ કારણ પ્રદર્શિત કરવામાં આવ્યું હતું. અબ્દુલ્લાહ બિન સઅદ બિન અબીસરહ મિસરના હાકિમની વાતો પોતાની સેવામાં પહોંચી અને તે પહેલાં હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ રદી૦ હઝરત અબુઝર અને હઝરત અમાર યાસર રદી૦ ના મામલાઓએ આમ લોકોને ઉશ્કેરી મૂકયા હતા. હવે જ્યારે અબ્દુલ્લાહની વાતો આવી તો ફરી પણ અગ્નિ વ્યાપી રહી. હઝરત ઉસમાને અબ્દુલ્લાને શીખામણ ભરેલો હુકમ મોકલ્યો પરંતુ તેમણે કંઇ પણ કર્યું નહિ. બલકે જે લોકોએ વાતો કરી હતી કેટલાએકને તેમાંથી કતલ કરી નાખ્યા. અને કેટલાએકને કેદ કર્યા. ઘણું કરીને સાતસો મિસરવાસીઓ આપની સેવામાં બીજીવાર આવ્યા ને આ હકીકતો જાહેર કરી. હઝરત તલહા બિન અબદુલ્લાએ આ મામલામાં આપથી નિરંકુશપણે વાતચીત કરી અને હઝરત આયશા સિદ્દીકાએ પણ કહેણુ મોકલ્યું કે, લોકો આપે મુકરર કરેલા અમલદારથી નારાજ છે. ને તેમના જૂલમથી રડયા કરે છે. તેની શિક્ષા આપ આપશો. હઝરત અલી કર ૧૦ એ. ફરમાવ્યું કે, અબ્દુલ્લાહની જગ્યાએ કોઇ બીજાની નિમણુંક કરવી જોઇએ ને તે બાબત આપે ફરમાવ્યું કે, બહેતર એ છે કે મિસરના લોકોએ પોતાના માટે પસંદ કરીને હાકીમની જગ્યા પુરવાની ગોઠવણ કરી લેવી જોઇએ અર્થાત લોકોએ મોહમ્મદ બિન અબુબકરની પસંદગી જણાવી અને

ખિલાફતની કચેરીમાં આવીને તેમની નીમણુંક અને અબદુલ્લાની બરતરફી કરાવી ને તે બાબતના હુકમ જારી થઇ ગયા. મોહમ્મદ બિન અબુબકર મિસર તરફ રવાના થયા ને તેમની સાથે ઘણા લોકો મહાજીરીન તથા અન્સાર પૈકીમાંથી આવ્યા કારણ કે, અબદુલ્લાના જુલમોની ખાતરી થાય આ કાફલો ( ટોળો ) ત્રીજી મંઝિલપર પહોંચ્યો હતો તેટલામાં એક હબશી ગુલામ નજરે પડ્યો કે જે ઘણીજ ઝડપથી ઉંટણીને લઇને જતો હતો. ને તેની ચાલથી જણાતું હતું કે યા તો તે કોઇ એપીઓ હોય અથવા તો કોઈ તોહોમતવાળો આરોપી નાશી જતો હોય. એમ લાગતું. અસહાબીઓએ તેને પકડી પુછ્યું પરંતુ તે પકડાઇ જવાથી એવો ગાભરો બની ગયો કે ઘડીમાં હઝરત અમીરૂલમોઅમીનીનનો કાસદ અને ઘડીમાં મરવાનનો. જ્યારે અસહાબીઓએ દિલાસો આપી પૂછ્યું તો તેણે કહ્યું કે હું હઝરત અમીરૂલ મોમીનીનનો કાગળ મિસરના હાકીમ પાસે લઇને જાઉં છું

અસ્હાબ—મિસરના અમલદાર તો અહિંજ હાજર છે. ( મોહમ્મદ બિન અબુબકર તરફ ઇશારો કરીને )

ગુલામ—આ માણુસ મારો કાગળ લેનારા નથી ( જેના ઉપર કાગળ લખ્યો છે તે આ નથી ) હું તો અબ્દુલાહ બિન સઅદ બિન અબી સરહની સેવામાં જાઉં છું.

એક બુઝુર્ગ—( ગુલામ પર નજર કરીને ) બેશક આ હઝરત અમીરૂલ મોમીનીનનોજ ગુલામ છે. હું ઓળખું છું.

અસ્હાબ—ઠીક ત્યારે તે કાગળ બતાવો ક્યાં છે?

ગુલામ—મારી પાસે નથી.

બધા સાહેબોએ ઝડતી લીધી. તો કંઇ પણ મળ્યું નહિ. છેવટે પાણીના છીંકામાં કંઇ વસ્તુ હાલતી જણાઇ. તેને લઈ ઉઘાડયું તો કાગળ હતો. મોહમ્મદ બિન અબુબકરે તેને વાંચ્યો. ને બધાઓને સંભળાવ્યો. તેની હકીકત નીચે પ્રમાણે છે.

## " અબ્દુલ્લા બિન સઅદ બિન અબી સરહ તરફ.

જ્યારે મોહમ્મદ બિન અબુબકર રદી૦ ફલાણા ફલાણા માણસો સાથે તમારી પાસે પહોંચે તો તેમને કોઇ પણ યુક્તિથી કતલ કરી નાખવા અને નિમણુંકનો જે હુકમ આવ્યો હોય તેને રદ સમજશો, ને જ્યારે બીજો હુકમ આ તરફથી ન પહોંચે ત્યાં સુધી તમારા સિવાય બીજાની નીમણુંક પણ રદ સમજવી. તમે પોતેજ કાયમ છો તે જાણવું. જે માણસો તમારી વાતો કરનારા છે તેમને પણ કતલ કરી નાખો "

આ હકીકત જોઈ તમામ સાહેબોના રંગ બદલાઈ ગયા. ને સ્તબ્ધ થઇ ગયા આ સ્થળેથી મદીને તૈયબે પરત આવ્યા અને કાગળ ઉપર સીલ કરી બંધ કરી દીધો.

મદીને આવી આ સાહેબોએ હઝરત તલ્હા રદી૦ હઝરત અલી રદી૦ હઝરત સઅદ રદી૦ અને બીજા સાહેબોને એકઠા કરી આ હકીકતથી જાણીતા કર્યા. લોકોને ઘણો ક્રોધ ચઢયો અને હઝરત અબ્દુલ્લાહ મસઉદ વિગેરેની હકીકતોએ વધારે અગ્ની સળગાવી

ને આ જુલમ ને કોપે એટલો બધો વધારો કર્યો કે લોકોએ હઝરત ઉસમાનના ઘરને ઘેરી લીધું, હઝરત અલી કર૦ વ૦ એ આ હકીકત જોઇ. હઝરત તલહાની સાથે હઝરત ઝુબૈર હઝરત સઅદ તથા હઝરત અમાર તથા બીજા અસ્હાબીઓ આપની પાસે આવ્યા અને ગુલામને દેખાડી પૂછ્યું કે આ ગુલામ આપનો છે?

હઝરત ઉસમાન—બેશક આ મારો ગુલામ છે.

હઝરત અલી કર૦ વ૦—અને આ ઉંટણી?

હઝરત ઉસમાન—તે પણ મારી છે.

હઝરત અલી—(કાગળ બતાવી) આ કાગળ આપેજ લખ્યો છે?

હઝરત ઉસમાન—પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે મેં આ કાગળ નથી લખ્યો કે નથી લખાવ્યો. હું તે વિષે કાંઇ જાણતો નથી.

હઝરત અલી—કાગળ ઉપર સિક્કો પણ આપનો છે?

હઝરત ઉસમાન—બેશક આ મહોર મારી છે.

હઝરત અલી—કાગળ આપનો, ગુલામ આપનો, ઉંટણી પણ આપની ને મહોર આપની છતાં પણ આપ અજાણ છો.?

હઝરત ઉસમાન—હું બીજી વખત પણ કસમ ખાઇ કહું છું કે ન તો મેં કાગળ લખ્યો છે, કે ન લખાવ્યો છે, કે નતો કાગળ આપીને ગુલામને મોકલ્યો છે?

હઝરત અલી તથા બીજા અસ્હાબીઓ ચાલ્યા આવ્યા. તજ-વીજ કર્યા પછી જણાયું કે આ કારસ્તાન મરવાનનું છે. લોકોએ રકઝક કરી કે આપ તેને સોંપી દો. કારણ કે તે આપના ઘરમાં હાજર હતો. પરંતુ આપે ઇનકાર બતાવ્યો. ( આવું કરવું આપનું વ્યાજબી હતું જે માણસ આપના આશ્રયમાં આવે. જો કે તે ગમે તેવો ગુન્હેગાર હોય તો પણ તેનું રક્ષણ કરવું એ ખાસ આપની ફરજ હતી. ને ઇસ્લામનો પણ એજ હેતુ છે ) હવે ટોળાં પડી ગયાં એક ટોળું હઝરત ઉસમાનને નિર્દય માને છે. ને બીજું કહેતું હતું કે જો તે કર્તવ્ય આપનું ન હોય તો મરવાનને શા માટે અમને નથી સોંપી દેતા. છેવટે તેનું પરિણામ એવું આવ્યું કે લોકોએ હઝરતના ઘર પર ઘેરો નાખ્યો ને તે એટલે સુધી કે અંદર પાણી ભરીને પણ કોઇ ન જઇ શકે નહિ ? આપે ભીંત ઉપરથી જોઇને કહ્યું કે આ ટોળામાં હઝરત અલી છે કે ઉત્તર આપ્યો કે નથી. આપે કહ્યું કે કોઇ તેઓ સુધી અમારી તરસનો સંદેશો પહોંચાડી દેશો. અર્થાત જ્યારે હઝરતઅલી કર૦ વ૦ ને આ ખબર થઇ તો આપે ત્રણ મશકો પાણીની મોકલી પરંતુ આ પાણી પણ ઝપાઝપી અને કાપાકાપી થયા બાદ તેમને પહોંચ્યું પછી હઝરતઅલીને ખબર મળી કે કદાચ મરવાન સ્વાધીન નહિ થશે તો હઝરત ઉસમાન માર્યા જશે. ( શહીદ થઇ જશે ) આપે હઝરત ઇમામહસન અને હઝરત ઇમામહુસેનને હુકમ આપ્યો કે તલવારો લઇને હઝરતના બારણા ઉપર ઉભા રહો ને કોઇને અંદર દાખલ થવા દેશો નહિ હઝરત ઝુબૈર રદી૦ તથા હઝરત તલહા રદી૦ એ પણ પોતાના દીકરાઓને આવોજ હુકમ આપ્યો. તેનું પરિણામ એ આવ્યું કે દુશ્મનો રોકાઇ ગયા.

મોહમ્મદ બિન અબુબકરે જોયું કે મામલો ગંભીર છે અર્થાત તેમણે તીર મારવાની શરૂઆત કરી ને તે એટલે સુધી કે હઝરત ઇમામહુસેન ઝખમી થઇ ગયા ને આપની સાથે કન્બર રદી૦ એ પણ ઝખમ ખાધા આ બનાવથી એવા ગભરાયા કે એ બેઉ સાહેબોને ઘાયલ થએલા જોઈ બની હાશમા ( હાશમની ઓલાદના લોકો બગડી જઇ ( ઉસ્કેરાઈ ) ગજબ કરી નાખશે અને હમારી ધારણા ( હેતુ ) પાર પડશે નહિ. માટે બહેતર એ છે કે બે માણસો ભીંતપરથી અંદર જઇ આપને શહીદ કરી નાખે. તેવીજ રીતે વગર વિલંબે આ બખેડાનો અંત આવી ખુલાસો થઇ જશે માટે એજ ઇરાદા મુજબ મોહમ્મદ બિન અબુબકર અને બે માણસો ભીંત ઉપરથી કુદી અંદર ગયા. હઝરત ઉસ્માન રદી૦ પોતાની બીબી સાહેબાસહ અંદર હતા. મોહંમદ બિન અબુબકરે આપના દાઢી પકડી આપે ફરમાવ્યું " તારો પિતા આ સ્થિતી જોત તો શું કહેત એકદમ તેમનો હાથ ઢીલો પડી ગયો. તેવામાં પેલા બે માણસોએ આપને શહીદ કરી નાખ્યા. ને ત્રણે જણ છાના છાના ચાલ્યા ગયા. આ બનાવને જોઇ તેમની પવિત્ર બીબી સાહેબે ઘણો શોરબકોર કર્યો. પરંતુ બહાર શોરબકોર ઘણોજ થતો હતો જેથી કોઇએ સાંભળ્યું નહિ. આપે ભીંત ઉપર ચઢીને મોટેથી કહ્યું " લોકો હઝરત અમીરૂલ મોમીનીન શહીદ થઇ ગયા હવે તો વઢવાડ સંપૂર્ણ કરો " લોકો દોડી ગયા તો ખરેખર આપ કપાઇ ગએલા જણાયા ઇન્નાલિલ્લાહે વ ઇન્ના ઇલયહે રાજેઉન. જ્યારે આ ખબર હઝરતઅલી રદી૦ હઝરત તલહા, હઝરત ઝુબૈર હઝરત સઅદ વીગેરે અસ્હાબી સાહેબોને પહોંચી તો તરત બાવલાની

સ્થતીમાં આપ પહોંચ્યા ને આ બનાવ જોઇને મોઢામાં આંગળી દાબી રહી ગયા.

હઝરતઅલી કર૦ વ૦ ઘણાજ ક્રોધમાં હતા આપે હઝરત ઇમામ હસનને થપડ મારી તથા હઝરત ઇમામહુસેનની છાતીમાં મૂકો માર્યો અને કહ્યું કે તમો લોકો અહિં હાજર હતા છતાં હઝરત ઉસમાન રદી૦ સુધી લોકો કેવી રીતે પહોંચી શક્યા ? મોહમદ બિન તલહા રદી૦ અને અબ્દુલ્લાહબિન ઝુબૈર રદી૦ ને પણ ઘણાજ સખ્ત શબ્દોમાં ઠપકો આપ્યો.

## સ્વર્ગવાસ ( વફાત ) પછીની હકીકતો.

લોક ગાભરા બની જઇ હઝરતઅલી રદી૦ ના સેવામાં હાજર થયા અને કહેવા લાગ્યા કે આપ હાથ લંબાવો કારણકે અમો બયઅત કરીએ. આપે ફરમાવ્યું કે ખલીફાની પસંદગી કરવાનું કામ બદરના લોકોનું છે નહિકે સામાન્ય માણસનું અર્થાત બદરના લોકો હાજર થયા અને કહ્યું કે હાલની સ્થિતી જોતાં ખિલાફતનો હકદાર આપથી વધારે કોઈ નથી જેથી આપથી લોકોએ બયઅત કરી લીધી.

મરવાન નાશી ગયો હતો. અને ખિલાફત તથા બયઅતથી પરવાર્યા પછી હઝરત અલી કર૦ વ૦ એ હઝરત ઉસમાનની બીબી સાહેબાથી પછ્યું કે હઝરતને કોણે કતલ કર્યા. આપે ( બીબી સાહેબે જવાબ વાળ્યો કે હું ઓળખી શકતી નથી; પરંતુ બે માણસો ઘરમાં પેસી ગયા હતા અને તેમનુંજ આ કામ છે. તેમની સાથે

મોહમ્મદ બિન અબુબકર રદી૦ પણ હતા. હઝરત અલી કર૦ વ૦ એ તાબડતોબ મોહમ્મદને બોલાવી તમામ હકીકત પૂછી. તેમણે કહ્યું કે હું બેશક ઘરમાં પેસી ગયો હતો. અને હઝરત ઉસમાનને શહીદ કરવાનો મારો ઇરાદો હતો. પરંતુ તેમણે એવા વાકયો કહ્યા કે જેના સાંભળવા ી હું કંપી ગયો ને તરત ઇરાદાને ફેરવી દીધો. હું પરવરદિગારની સેવામાં તોબા કરૂં છું. પરવરદિગાર સારી રીતે જાણે છે. મેં નતો તેમને ઝાલ્યા, અથવા નતો મેં તેમને શહીદ કર્યા. હઝરતની બીબી સાહેબાએ તેમને વાતની સત્યતા બતાવી ટેકો આપ્યો.

હઝરત ઇબ્ન અસાકર રદી૦ કનાના રદી૦ (સુફીયાના ગુલામ) થી રિવાયત કરે છે કે, હઝરત ઉસમાન રદી૦ ને કતલ કરનાર એક જાર નામે મિસરનો રહેવાસી હતો.

હઝરત મુગીરા બિનશઇબ રદી૦ એ હઝરત ઉસમાનની સેવામાં અરજ કરી કે "આપ મુસલમાનોના ખલીફા અને અમીરૂલ મોમીનીન છો. કદાચ બહાર પધારશો તો પણ આપના ઉપર જીવ કુરબાન કરી આપને મદદ આપનારા આપના માણસો હાજર છે. પરવરદિગાર સારી રીતે જાણે છે કે આપ સત્ય પર છો. ને આપના વિરૂધીઓ અસત્ય પર છે. અગર મક્કે શરીફ આપ રવાના થઇ જાઓ. ત્યાં આપના વિરૂધીઓ આપનું કંઇ પણ કરી શકનારા નથી. કેમકે તે હરમશરીફ છે અથવા શામ તરફ રવાના થાઓ. હઝરત મઆવીઆ આપને મદદ કરવા માટે તૈયાર છે." હઝરત અમીરૂલ મોમીનીને જવાબ દીધો કે હું વઢવાડ કરવાનું નથી ઇચ્છતો. વારૂ આ કંઇ વ્યાજબી ને સારી વાત છે કે રસુલ સ૦ અ૦

વ૦ નો ખલિફો થઇને મુસલમાનોના લોહી વહેતા કરૂં? મક્કા મોઅઝ્ઝમે પણ જવાની જરૂર નથી કારણ કે તે પવિત્ર હરમશરીફ છે હઝરત રસુલે ખુદા સ૦ અ૦ વ૦ નો હુકમ છે કે જે માણસ હરમ શરીફમાં કંઈ તોફાન ઉત્પન્ન કરશે તો તેના ઉપર અર્ધી સૃષ્ટિનું દુઃખ થશે. નતો હું શામ જઈશ. કયામતથી હઝરત રસુલ સ૦ અ૦ વ૦ ની હદ અને મારા હિજરતના સ્થળને મૂકી દઉં?

હઝરત ઇબ્ન અસાકર રદી૦ ફરમાવે છે કે અબુસુરૂલ કેદમા ઘેરો ઘાલવાના ઇરાદાથી હઝરત અમીરૂલ મોમીનીનની પાસે ગયા તો આપે કહ્યુ. કે મારી દસ અમાનતો ખુદાની પાસે છે.

( ૧ ) રસુલે ખુદા સ૦ અ૦ વ૦ એ કરેલા ઇરાદા મુજબ ઇસ્લામમાં હું ચોથા નંબરે મુસલમાન છું.

( ૨ ) હઝરત સ૦ અ૦ વ૦ ની એક દીકરીનો નિકાહ મારી સાથે થયો છે.

( ૩ ) જ્યારે તેમનો સ્વર્ગવાસ થયો તો બીજી દીકરી પણ મારા નિકાહમાં આવ્યા.

( ૪ ) મેં કોઇ દિવસ રાગનો શોખ કર્યો નથી

( ૫ ) કોઇનું ખોટું કરવું એવી ઇચ્છા મારી કોઇ દિવસ પણ થઇ નથી.

( ૬ ) જ્યારથી (જે દિવસથી) મેં હઝરત સ૦ અ૦ વ૦ ના

બયઅત લીધી છે તે દિવસથી મારા જમણા હાથને મારા શરીરના ગુપ્ત ભાગને તે હાથ અડકાડ્યો નથી.

( ૭ ) દરેક શુક્રવારે મેં એક ગુલામ મુક્ત કર્યો છે. ભોગજોગે તે બાબતની ભુલ થાય તો કઝા અદા કરી.

( ૮ ) કોઇ દિવસ હું વ્યભિચારનો આરોપી ઠર્યો નથી ઇસ્લામ લાવ્યા પછી પણ નહિ ને તે પહેલાં પણ નહિ.

( ૯ ) કોઇ દિવસ ચોરી કરી નથી.

( ૧૦ ) કુરઆન શરીફની હુઝુર અન્વરના સમયને અનુસરીને ગોઠવણ કરી છે.

હઝરત ઉસમાન રદી૦ ની શહાદત સને ૩ હિજરી દરમ્યાન શનીવારના રોજ મગરીબ અને ઇશાની વચ્ચે થઇ હતી. તુરબત મુબારક બકીઆમાં છે.

એમના જીવનમાં ઘણીક વાતો છે ને ઉમર ૮૦ થી લઇને ૯૦ વરસ સુધીની બતાવવામાં આવે છે હઝરત ઝુબેર રદી૦ એ જનાઝાની નમાઝ પઢાવી. ને કબરમાં પણ ઉતાર્યા

ઝહરી રદી૦ ફરમાવે છે કે મેં સઇદ બિન મસીબથી હઝરત ઉસમાનની શહાદતની હકીકત પૂછી. તો તેમણે જવાબ આપ્યો કે હઝરત અમીરૂલ મોઅમીનીન વગર વાંકે માર્યા ગયા. જેણે એમને શહીદ કર્યા તે માણસ જાલિમ હતો ને જે તેમની સામે ન થયો તે લાચાર હતો.

યઝીદ બિન હબીબ કહે છે કે જે લોકોએ હઝરત ઉસમાન ઉપર બળવો કર્યો તે બધા ગાંડા થઈ ગયા હઝીરા કહે છે કે સર્વથી પહેલા વહેલો તોફાન હઝરત ઉસમાનની શહાદત છે અને છેવટે દજાલનું જાહેર થવું પરવરદિગારના સમ કે જે માણસ હઝરત ઉસમાનની શહાદત બાબત જરાપણ રાઝી થશે બેશક તે માણસ દજ્જાલનો તાબેદાર હશે.

હાકિમ બિન કેસ રદી૦ ફરમાવે છે કે હઝરતઅલી કર૦ વ૦ જમલના યુદ્ધ પ્રસંગે ફરમાવતા હતા કે "પાક પરવરદિગાર તો સારી રીતે જાણે છે કે ઉસમાન રદી૦ ના ખુનથી બિલકુલ હું નિર્દોષ છું જે દિવસે તે શહીદ થયા તે દિવસે મારી અકલ પણ નકામી થઇ ગઇ હતી " સમરા ફરમાવે છે કે ઇસ્લામ એક મજબૂત કિલ્લાની અંદર હતું પરંતુ હઝરત ઉસમાન રદી૦ ની શહાદત થયા પછી તેની મજબૂતીમાં તફાવત આવી ગયો ને તે તફાવત કયામત સુધી કાયમ રહેશે ને તેમની શહાદત થવાના કારણે મદીનામાંથી ખિલાફત નીકળી ગઈ. આપની અંગુઠી પર **આમનતો બિલ્લઝી ખલકા ફસ્સવાહા** કોતરેલું હતું.

આપના સમયમાં ઇસ્લામના આલીમોએ સ્વર્ગવાસ કર્યો તેમના નામો નીચે પ્રમાણે—

સરાકા બિન માલિક બિન જઅશમ, હબ્બારીન શખર હાતિમ બિન અબુ બલતાઅ—અયાઝ બિન ઝહીર—અબુ અસદલ સાઅદી—ઓસ બિન સામત હરસબિન નોફલ અબ્દુલ્લાહ બિન હઝાફા ઝેદ બિન ખારજાહ લબીદ શાઅર—સુમાબ મઆઝ બિન ઉમર બિન લજમુહ—મઅબદ બિન

અબ્બાસ મઇકબ બિન અબુ ફાતમાતુલ દોસી—અબુલ બાબાહ-બિન અબ્દુલ મનઝર નઇમ બિન મસઉદલ અશજઇ વિગેરે સાહેબો.

## હઝરત અમીરૂલ મોમીનીનના સંબંધમાં હદીસો.

ઇમામ બુખારી રદી૦ તથા ઇમામ મુસ્લીમ રદી૦ હઝરત આ-યશા સિદ્દિકાથી રિવાયત કરે છે કે હઝરત સ૦ અ૦ વ૦ એ પોતાના કુરતા મુબારકના દામન ન સમેટી લીધા અને કહ્યું કે હઝરત ઉસ-માનથી ફરિસ્તાઓ પણ શરમાય છે તો હું કેમ ન શરમાવું.

તિરમીઝી શરીફની રિવાયત છે કે હઝરત સ૦ અ૦ વ૦ અસ-રના લશ્કરની તૈયારીમાં રોકાએલા હતા. તેટલામાં હઝરત ઉસમાને ૧૦૦ ઊંટ સામાન સાથે લાવીને હાજર કર્યા. થોડીક વાર પછી બીજા ૧૦૦ લાવ્યાં એટલે સુધી કે ત્રણસોની સંખ્યા થઇ. હઝરત સ૦ અ૦ વ૦ એ ફરમાવ્યું કે ઉસ્માન રદી૦ હવે કોઇ નફલ કામ ન કરે તો પણ બસ છે. તિરમીઝી શરીફમાં છે કે હઝરત ઉસમાન રદી૦ હઝરત સ૦ અ૦ વ૦ ના એલચી તરીકે મક્કા મુઅઝ્ઝમા તરફ ગયા હતા. મતલબ કે આમની નિંદામાં તમામ સાહેબોની બયઅતના પ્રસંગે સ૦ અ૦ વ૦ એ ફરમાવ્યું કે હઝરત ઉસમાન ખુદા અને તેના રસુલના કામ માટે ગએલા છે જેથી તેમના હાથને બદલે આપના હાથ મુબારકમાં બયઅત કરી લીધી જાહેર છે કે હુઝુ-રનો હાથ હઝરત ઉસમાનના હાથથી કેવો હશે ને તેની પવિત્રતા અને મોટાઇ બાબત તો કહેવુંજ શું.

હઝરત અલી રદી૦ ફરમાવે છે કે હઝરત સ૦ અ૦ વ૦ એ ફરમાવ્યું કે કદાચ મારે ૪૦ દીકરીઓ થાત તો એક પછી એક એવી રીતે હઝરત ઉસમાનથી નિકાહ કરી દેત.

હઝરત ઇમામ હસન રદી૦ ફરમાવે છે કે હઝરત ઉસમાન એટલા બધા શરમવાળા ને લાજવાળા હતા કે ન્હાતી વખત બારણું બંધ કરી દેતા હતા અને તેવી સ્થિતીમાં પણ લૂગડાં ઉતારતા એટલા બધા શરમાતા કે પોતાની પીઠ સીધી કરી શકતા નહોતા.

# હઝરત અલી કર૦ વ૦

## વંશ.

અલી બિન અબુ તાલિબ બિન, અબ્દુલમુત્તલિબ બિન હાશમ બિન અબ્દમનાફ બિન કશી બિન કલાબ બિન મર્રહ બિન લવી બિન ગાલિબ આપ હઝરત સરવરે કાયનાત સ૦ અ૦ વ૦ ના કાકાના સાહેબજાદા ( દીકરા ) થતા હતા અને આપની માતુશ્રી સા૦ પણ બની હાશમના વંશ પૈકીનાં હતાં જેથી આપના માતુશ્રી અને પિતાશ્રી બની હાશમના વંશના હોવાથી આપ હાશમી કહેવાયા છે.

## લકબ.

હઝરતઅલી કર૦ વ૦ નો લકબ ( ઉપનામ ) અબુલહસન અને અબુતુરાબ: હતો એક સમયે આપ બીબી ફાતમા રદી૦ થી નારાજ થઇ મસ્જીદમાં સુઇ રહ્યા હતા. તે દરમ્યાનમાં હઝરત સ૦ અ૦ વ૦ ત્યાં પધાર્યા અને શરીર ઉપરથી ખેપડ ( ધુળ ) સાફ કરવા લાગ્યા ને વારે વારે કહેતા હતા કે અબુતુરાબ ઉઠો આજ કારણ આ

લકબનું છે જે માણસ આપને અબુતુરાબ કહેતો હતો તેનાથી આપ ઘણા રાજી થતા હતા.

## ઇસ્લામ કબુલ કરવું.

આપ ફરમાવે છે કે જનાબ સ૦ અ૦ વ૦ જે વખત મુકરર થયા તેના બીજા દિવસે હું મુસલમાન થયો તે વખતે આપની ઉમર ૮ અથવા ૯ વરસની હતી હઝરત હસન બિન ઝેદ બિન હસન રદી૦ કહે છે કે આપે કોઈ દિવસ મુર્તિપૂજા કરી નથી ને બધાની પહેલાં આપજ મુસલમાન થયા કુરઆન શરીફના વિદ્વાન બહાદુરીમાં એક્કા ભક્તિ અને ઇબાદતમાં ઘણા નામવર ખતીબ હતા હઝરત બીબી ફાતમા રદી૦ ના પતિ હોવાથી તેમજ કુરઆનશરીફની ગોઠવણ કરનારાઓમાં આપનો દરજ્જો મોટો હતો બની હાશમમાં સર્વ કરતાં પહેલા ખલિફા આપ હતા ને અસ્હાબ અશરા મુબશરામાં આપની પણ ગણત્રી છે.

## સ્વરૂપ.

સાધારણ કદ બેવડું શરીર માથામાં વાળ ઓછા તમામ શરીર ઉપર મોટા મોટા વાળ અને દાઢી મોટી હતી.

## થોડાક બનાવો.

જ્યારે હઝરત સ૦ અ૦ વ૦ મદીને શરીફ જતા રહ્યા તે વખત લોકોની જેટલી અનામતો હઝરત સ૦ અ૦ વ૦ ની પાસે

હતી તે તમામ હઝરત અલી કર૦ વ૦ ને સોંપી હુકમ કર્યો કે બધાને પાછી આપી દો. તે સિવાય હઝરત રસુલે ખુદા સ૦ અ૦ વ૦ એ વસીયતો પહોંચાડવાનો પણ હુકમ કર્યો અર્થાત આપ બધા હુકમોનો અમલ કરી બચ્યાં અને બીબીસહ મદીનામાં આવતા રહ્યા એકંદર લડાઇઓમાં ( ફક્ત બતુકની લડાઈ સિવાય ) આપ સામિલ હતા ને તમામ લડાઇઓમાં આપની નામવરી મશહુર છે અને કેટલીક લડાઇઓમાં હઝરત સ૦ અ૦ વ૦ એ લડાઇના નિશાન આપને સોંપેલા છે. ઇસ્લામી ફોજના અમલદારનો દરજ્જો મોટો હોય છે. આપની બહાદૂરીના બનાવો તો ઘણા વધારે છે. ખૈબરના કિલ્લાનો દરવાજો આપેજ તોડયો છે- ( ઉખેડી નાખ્યો છે ) મતલબ કે ઇસ્લામને આપની જાતથી અસંખ્ય ફાયદા પહોંચ્યા છે. તત્વજ્ઞાન (તસ૦વુફ) ના ચારે રસ્તા કાદરીયા—નકશબંદીયા—સહોરવરદીયા—ચિશતિયા ની પુષ્ટિ આપેજ કરેલી છે. ને એકસો બ્યાસી હદીસોના રચનાર આપ છે અને નીચેના સાહેબોએ રિવાયતો કરી છે.

ઇમામ હસન રદી૦ ઇમામ હુસેન રદી૦ મોહમ્મદ બિનુલહનીફા ઇબ્ન મસઉદ રદી૦ ઇબ્ન ઉમરૂ રદી૦ ઇબ્ન અબ્બાસ રદી૦ ઇબ્ન ઝુબૈર રદી૦ ઇબ્ન મુસા રદી૦ ઝેદ બિન અકરમ રદી૦ અબુ સઇદ જાબિર બિન અબદુલ્લા અબુ ઇમામાહ અબુ હુરયરા રદી૦ અને બીજા અસહાબો.

## હઝરતઅલી કર૦ વ૦ ના સંબંધમાં બીજા અસહાબોનાં અભિપ્રાયો.

હઝરત સઅદ બિન વકાસ રદી૦ કહે છે કે હઝરત સ૦ અ૦

૨૦ એ બતુકના યદ્ધમાં આપને પોતાના નાયબ બનાવીને મદીના શરી-ફમાં રહેવાનો હુકમ કર્યો તે ઉપર આપે અરજ કરી કે મને હઝરત સ. અ. વ. કોમળ બચ્ચાંઓ અને સ્ત્રીઓ ઉપર ખલીફો બનાવે છે હુઝુરે હુકમ કર્યો કે તમારે રાજી થવુ જોઇએ કે હું હઝરત હારૂન અલયહિસ્સલામની માફક હઝરત મુસાના નાયબ બનાવીને જાઉં છું.

હઝરત ઇમામ અહમદ હંબલ રદી૦ ફરમાવે છે કે, હદીસોથી જેટલા ફાયદા આપના સાબિત થયા છે. બીજા કોઇ પણ બુઝુગથી તેટલા થયા નથી હઝરત્ત સઅદ બિન વકાસ ફરમાવે છે કે જ્યારે આયત **નદઓ અંબના અનાવ અંબના અફુમ** ઉતરી ત્યારે હઝરતઅલી હઝરત ફાતમા, હઝરત ઇમામહસન, હઝરત ઇમામહુસેનને બોલાવ્યા. અને દુઆ માગી કે પરવરદિગાર મારા ટોળાના આ માનવંતા છે.

હઝરત અબુ શરીમા રદી૦ તથા ઝેદ બિન અરકમ રદી૦ફરમાવે છે કે જનાબ સરવરે કાયનાતે હુકમ ફરમાવ્યો કે જેના અલી રદી૦ મા-લિક છે, તેનો હું પણ માલિક છું.

તિરમીઝી રદી૦ અને હાકમ રદી૦ એ બુરીદાની રિવાયત કરી કે જનાબ હઝરત સ૦ અ૦ વ૦ એ હુકમ ફરમાવ્યો કે, ચાર માણસોથી મહોબત કરવાનો મને હુકમ મળ્યો છે. જેમાંથી એક તો હઝરત અલી છે. અબુ સઇદ ખદરી રદી૦ કહે છે કે, ઇસ્લામથી ફરી ગએલો માણસ તે છે કે, જે હઝરત અલી રદી૦ ને ખોટા કહે છે.

હઝરત ઇબ્ન સઅદ રદી૦ એ હઝરત અલી રદી૦ ને કહ્યું કે તેનું શું કારણ છે આપે બીજા અસ્હાબીઓના સંબંધમાં ઘણી હદીસો રચી છે. જવાબ આપ્યો કે, જ્યારે મારે કંઇ પૂછવાની જરૂર પડતી ત્યારે હઝરત સ૦ અ૦ વ૦ તેનો ખુલાસો કરીને સમજાવી દેતા. હતા ને જ્યારે હું છાનો રહેતો ત્યારે હઝરત સ૦ અ૦ વ૦ મને પૂછતા હતા.

હઝરત ઉમર રદી૦ ફરમાવે છે કે, હરઝત અલી કર૦ વ૦ અમો બધા કરતાં વહિવટમાં વધારે હોશિયાર છે.

ઇબ્ન મસઉદ રદી૦ ફરમાવે છે કે, અમોએ જ્યારે કોઇ પ્રસંગે હઝરતઅલીથી કોઇ બાબતનો ખુલાસો પૂછ્યો. ત્યારે તેનો જવાબ અમોને ખરોજ મળેલો છે. સઇદ બિન મસય્યબ ફરમાવે છે કે, હઝરત અલી વિના બીજા કોઇની હિંમત નહોતી કે, દરેક વાતનો જવાબ બરોબર આવી શકે, અને આપ કહેતા હતા કે, જે કોઇને કંઇ પૂછવું હોય તો મને પૂછો.

હઝરત ઉમ્મુલ મોમીનીન આયશા સિદ્દીકા ફરમાવે છે, સુન્નતોનો વાકિફગાર ( માહીતગાર ) હઝરતઅલી વિના બીજો કોઇ નથી મસરૂક કહે છે કે વિદ્યા તો ઉમર રદી૦ અલી કર૦ વ૦ ઇબ્ન મસઉદ અને અબ્દુલ્લાહ બિન ઉમર રદી૦ એટલા માણસો પર સંપૂર્ણ રીતે ખતમ થઇ ગઇ છે.

અબ્દુલ્લા બિન અબ્બાસ બિન અબુરબીઆ ફરમાવે છે કે, હઝ-

રત અલીકર૦ વ૦ નું વિદ્યામાં મુખ્ય પાણું સંપૂર્ણ રીતે હતું. તેમજ અશરામુ બશરા અને બીજા હઝરત સ૦ અ૦ વ૦ ઉપર કુરબાન થનારા ( સાચા સેવકો ) ઉપર ( પહેલા વહેલા મુસલમાન થવાથી તથા હઝરતના જમાઇ હોવાના કારણે તથા ફિકાહ અને સુન્નતોના વિદ્વાન, હિમતવાનને સખાવત વીગેરે કારણોથી ) પોતે શ્રેષ્ટ ગણાયા છે.

ઇબ્ન અબાસ કહે છે કે, કુરઆન પાકમાં જે સ્થળે **યા અય્યોહલ લઝીના આમનુ** આવ્યું છે તે સ્થળે હઝરત અલીને જાણવા આપની શાનમાં ત્રણસો આયતો ઉતરી છે.

કેટલાક ઝબરદસ્ત અસ્હાબીઓ કહે છે કે, હઝરત અલીમાં અઢાર સદ્દગુણો એવા છે કે તે બીજાઓમાં નથી.

હઝરત ઉમર રદી૦ ફરમાવે છે કે, હઝરત અલી કર૦ વ૦ માં ત્રણ સદ્દગુણો એવા છે કે, તે પૈકી એકપણ મારામાં હોય તો હું તમામ દુનિયાને તુચ્છગણું (૧) આપ હઝરત સ૦ અ૦ વ૦ ના જમાઇ છે (૨) હઝરત સ૦ અ૦ વ૦ એ હઝરત ફાતમા રદી૦ ને તથા આપને મસ્જીદમાં રહેવાનો હુકમ આપ્યો ને બીજા બધાને માટે રહેવાનું નાદુરસ્ત ઠરાવ્યું. (૩) ખેબરના યુદ્ધમાં નિશાન આપ્યો.

સઅદ બિન વકાસ રદી૦ ફરમાવે છે કે હઝરત સ૦ અ૦ વ૦ નું ફરમાન છે કે જે માણસે હઝરતઅલી કર૦ વ૦ ને દુઃખ આપ્યું તે જાણે મને દુઃખ દીધું.

# ખિલાફત.

હઝરત અમીરૂલ મોમીનીન હઝરત ઉસમાનની શહાદત પછી બીજે દિવસે હઝરત તલહા તથા હઝરત ઝુબૅર સિવાય તમામ અસહાબી સાહેબોએ આપથી ખિલાફતની બયઅત લીધી.

બેઉ સાહેબો હઝરત આયસા રદી૦ ની સાથે બસરે ગયા અને હઝરત ઉસ્માનના ખુનની હકીકત જાહેર કરી જ્યારે હઝરતઅલી રદી૦ ને આ બનાવોની ખબર થઇ તો આપ પણ ઇરાકમાં ગયા. અને જમાદીયુલ આખર ૩૬ હિઝરીમાં જબલના યુદ્ધનો મામલો બન્યો આ લડાઇમાં હઝરત તલહા હઝરત ઝુબૅર તેર હજાર માણસો સાથે શહીદ થયા આપ પંદર દિવસ બસરામાં રહી કુફા તરફ રવાના થયા.

હઝરત અમીર મઆવીઆ રદી૦એ સને ૩૭ હિજરીમાં આપથી યુદ્ધની શરૂઆત કરી અને સુફ્ય્યનમાં ફોજો એકઠી કરી થોડા દિવસ સુધી તો ઝપાઝપી થતી રહી પછીથી અમીર મઆવીઆના સાથીઓએ કુરઆનશરીફ ઉંચા કર્યા અને લડાઇ બંધ થઇ બેઉ ટોળા તરફથી બે હાકીમો મુકરર કર્યા કારણકે સલાહકારીની વાતો કરે હઝરત મઆવીઆના તરફથી હઝરત ઉમરૂ બિનલ આસ અને હઝરતઅલી તરફથી હઝરત અબુમુસા અશઅરી મુકરર કરવામાં આવ્યા ને એક કરારનામું લખવામાં આવ્યું. જેનો અમલ આવતી સાલથી કરવામાં આવશે એવો ઠરાવ કર્યો.

આ પછી લોકોએ પોતપોતાના ઘરનો રસ્તો લીધો હઝરતઅલી

કર૦ વ૦ કુફે ગયા પરંતુ આ તકરારમાં ખ્વારજ લોકો આપથી જુદા થઇ ગયા ને તે અભાગીઓએ આપની ખિલાફતથી ઇનકાર કર્યો ને **લા હુકમ ઇલલ્લાહ** ( ખુદા સિવાય બીજા કોઇનો હુકમ નથી ) નો પોકાર કરવા લાગ્યા આ લોકો વરીયા નદી પાસે એકઠા થયા ને તેમનો મુકાબલો હઝરત અમાસે કર્યો પરિણામ એ આવ્યું કે કંઇક લોકો માફી માગીને હઝરતઅલી કર૦ વ૦ ની સેવામાં હાજર થઇ ગયા અને બાકીના નહરવાં તરફ જતા રહ્યા. અને મુસાફર લોકોને લુટવા લાગ્યા—સને ૩૮ હિજરીમાં હઝરતઅલીએ તે લોકોને સારી રીતે ઠીક કર્યા.

સને ૩૮ હિજરીના શઅબાન માસમાં હઝરત ઉમરૂ બિનલઆસ તથા હઝરત અબુમુસા અશઅરી અને બીજા અસહાબીઓ અરઝહ મુકામે પ્રથમ કરેલા કરારનામા ઉપર વિચાર કરવા સારૂ એકઠા થયા એ અસહાબોમાં વાતચીત થઇ ત્યાર બાદ હઝરત અબુમુસા અસઅરીએ હઝરતઅલી કર૦ વ૦ ને બરતરફ કરી દીધા મુકરર કરી બયઅત કરી લીધી—આ વાત ઉપર ઘણાજ જુદા મત બંધાયા અને લોકોએ હઝરતઅલી કર૦ વ૦ ને દસ્તુર પ્રમાણે ઇસ્લામના ખલિફા કાયમ રાખ્યા.

## સ્વર્ગવાસ વફાત.

ઇસ્લામી દુનિયા સારી રીતે જાણે છે કે હઝરત અબુબકર સિદ્દીક રદી૦ હઝરત ઉમર ફારૂક રદી૦ હઝરત ઉસમાન ઝિજનુરેન

રદી૦ હઝરતઅલી કર૦ વજહુ વીગેરે સાહેબોએ દીન ઇસ્લામ માટે કેટકેટલી તજવીજો કરી છે અને હઝરત સ૦ અ૦ વ૦ ની શરીઅતનો દુનિયામાં કેવી રીતે પ્રસાર કર્યો હકીકતમાં જો આ મહાત્માઓ ન હોત તો દુનિયામાં ઇસ્લામની નિશાની પણ બાકી ના રહેત ને જેવી રીતે ઇસાઇ પારસી યહુદી—વહદાનીયતથી ભુલા પડી આમ તેમ રખડતા ફરે છે તેવીજ રીતે મુસલમાનો પણ ખોટી હાલતમાં રખડતા પરંતુ પરવરદિગારનો અપાર આભાર છે કે તેણે પોતાના મહેબુબે પાક સ૦ અ૦ વ૦ ના પછી પણ એવા બુઝુર્ગ મહાત્માઓના પવિત્ર હસ્તમાં આ દીને ઇસ્લામની અમાનત મૂકી કે જેમણે દરેક પ્રકારે તેની સેવા બજાવી જોકે તેમને તેનો બદલો સંસારમાં દુઃખ અને મુસીબત વિના બીજું કંઇ પણ મળ્યું નથી છતાં તેઓ તેમાં પણ રાજી રહ્યા ને પોતાની ધારણા અને હેતુઓને પૂરી રીતે પાર પાડ્યા—જઝાકલ્લાહે ફિદારેન ખયરા.

જુઓ કે પહેલા ખલીફા હઝરત અબાબકર સિદીક રદી૦ નો સ્વર્ગવાસ પણ આપના સ્વર્ગવાસનાં નજીકજ થયો છે અને આપ **ઇન્ની ફઆલલ લમાયુરીદ** ( અમે જે ઇચ્છીએ છીએ તે કરીએ છીએ ) કહેતાં કહેતાં શહીદ થયા બીજા ખલીફા હઝરત ઉમર રદી૦ ને એક નાલાયક અભાગી અને કનિષ્ટ માણસે શહીદ કર્યા ત્રીજા ખલીફા હઝરત ઉસમાન રદી૦ નો પણ આવીજ રીતે બનાવ બન્યો હવે રહ્યા હઝરતઅલી રદી૦ કે જેઓ ચોથા ખલીફા આપના નસીબમાં પણ શહાદતનો લેખ લખેલો હતો. હકીકતમાં આપની શહાદત થઇ જવાથી ઇસ્લામની કેન્દ્રાત અને ખિલાફતનો માર્ગ પૂરો

થઇ ગયો ઇન્ના લિલ્લાહે વ ઇન્ના ઇલયહે રાજેઉન જ્યારે નાલાયક લોકોએ જોયું કે હઝરત અમીર મઆવીઆ અને હઝરતઅલી કર૦ વ૦ વચ્ચે અણબનાવ થઇ ગયો. તો ત્રણ અભાગીઓ અબદુર્રહેમાન ઇબ્ન બલહમ લમરાવી બર્ક બિન અબદુલ્લાહ અલમામી ઉમરૂ બિન બકીરલ તમીમી એ ઇરાદો કર્યો કે હઝરતઅલી કર૦ વ૦ હઝરત અમીર મઆવીઆ રદી૦ ઉમરૂ બિનુલઆસ રદી૦ એ ત્રણેને શહીદ કરીએ નાખીએ ઝાલીમોએ આ પણ ન સોચ્યું કે આ જુદાઇ (અણબનાવ) સારા માટે છે કે ખોટા માટે છે પરંતુ તેઓ શું કરે જ્યારે આવી રીતે સોચ કરવાની સમજ તેમનામાં હોત તો શા માટે આવો કનિષ્ટ ઇરાદો તે લોકો કરત અર્થાત ઇબ્ન હઝરતઅલી કર૦ વ૦ ની બર્કે હઝરત મઆવીઆને ઉમરૂએ હઝરત ઉમરૂ બિનલ આસની શહાદત કરવાનો ( ઠાર કરવાનો ) ઇરાદો કર્યો ને એવો ઠરાવ કર્યો અને આ ત્રણે માણસો તે શહેરોમાં ગયા કે જ્યાં આ ત્રણે મહાત્માઓ મોજુદ હતા ઇબન બલહમ કુફામાં આવ્યો અને તા૦ સત્તર રમઝાન સને ૪૦ હિજરીએ હઝરતઅલી કર૦ વ૦ ને શહીદ કરવાનો ઇરાદો કર્યો આપ તે વખતે ત્યાંજ હતા.

હમેશના રિવાજ મુજબ મુસલમાનોના ખલીફા અમીરૂલ મોમીનીન રસુલલ્લાહના વારસ પરવરદિગારના શેર ફાતેહ ખઇબર ખઇબરને ફતેહ કરનાર ) ઇમામુલ અસફીયા અબુલ હસન અબુતુરાબ હઝરતઅલી કર૦ વ૦ સ્હવારની નમાઝ માટે ઉઠયા અને હઝરત ઇમામ હસનને ફરમાવ્યું કે આજ રાત્રે મેં હઝરત સ૦ અ૦ વ૦ ને સ્વપ્નામાં જોયા અને મેં અરજ કરી કે આપની ઉમ્મતના લોકો તરફથી મને

ઘણુંજ દુઃખ પહોંચ્યું છે હઝરતે જવાબ વાળ્યો કે તમે તેઓના માટે સારી દુઆ કેમ નથી માગતા અર્થાત મેં દુઆ કરી આપ આવી રીતે કહેતા હતા તેટલામાં ઇબ્ન નબ્બાજ બાંગીએ નમાઝ માટે બાંગ આપી હઝરત શેરે ખુદા લોકોને બોલાવતા બોલાવતા મસ્જીદમાં પહોંચ્યા ઇબન બલહમ અભાગીઆએ તલવારનો ઝટકો માર્યો જેથી આપનો પવિત્ર ચહેરો કાન સુધી કપાઈ ગયો ને તેની અસર મગજ સુધી પહોંચી લોકોએ એકદમ તેને પકડી કેદ કરી દીધો અને આપને ઉપાડી મકાન ઉપર લાવ્યા આજ સ્થિતીમાં આપ શુક્રવાર સુધી હયાત રહ્યા અને શનીવારના દિવસે સ્વર્ગવાસ કર્યો. ઇસલામનો સૂર્ય અસ્ત પામ્યો અને તે પ્રકાશીત મણી કે જેની જોડ નથી ગુમ થઇ ગયું—ખિલાફત રાશદા તમામ થઇ ગઇ. અને નબુવતનો પ્રકાશ જે હઝરત અલીની અમાનતમાં હતો. ચાલ્યો ગયો કુરઆન શરીફથી મગજ નિકળી જઇ હાડકાં રહી ગયા (અસર જે હતી તે) અફસોસ ! અફસોસ ! ! અફસોસ ! ! ! હઝરત ઇમામહસન રદી૦ હઝરત ઇમામહુસેન રદી૦ હઝરત અબદુલ્લા બિન જાફર રદી૦ એ મળી હઝરતના નુરાની શરીરને નવરાવ્યું અને હઝરત ઇમામહસન રદી૦ એ જનાઝાની નમાઝ પઢાવી ને જમીનને સોંપ્યા. ( દફન કરી દીધા. ) દારૂલ ઇમારત કુફામાં આપને દફન કરેલા છે ઇબન બલહમના હાથ પગ કાપી નાખવામાં આવ્યા.

ઉમરમાં ભિન્નતા છે. કોઇ ૬૩ વરસની કહે છે. અને કોઇ ૬૪ ૬૫ અને કેટલાક ૫૭–૫૮ વરસ પણ કહે છે. આપની અંગુઠી ઉપર **“ અમલ કાદરૂલ્લાહ ”** ( હઝરત જાફર ઇબ્ન મોહમ્મદના કહેવા

મુજબ ) કોતરેલું હતું. પરંતુ હઝરત ઉમર બિન ઉસ્માન કહે છે કે, તે નકશ " ખાતિમુલ મુલ્કુલ્લાહ " હતું.

આપની ખિલાફતના સમયમાં જે આલિમોએ સ્વર્ગવાસ કર્યો છે તેની તપસીલ નીચે મુજબ.

હઝીફા બિન સુલેમાન, તલહા, ઝેદ બિન સલસાન, સલમાન ફારસી,હન્દ બિન અબાહાલા, અવેસ કરની, ખબાબ બિન લઅરત, અમાર બિન યાસર, સહલ બિન હનીફ, તમીમદારીખ્ત્રાત બિન જબીર, સરજીલ બિન સમત, અબુ મેસરા બદરી, સફવાન બિન અ-સાલ, ઉમરૂ બિન અંબસહ, હુશશામ બિન હકીમ, અબુ રાફા, વીગેરે અસ્હાબો સ્વર્ગવાસ પામ્યા.

· હઝરત અલી કર૦ વ૦ ની ટુંકી ખબરો અને વાકયો. હઝરત અમીર માવીઆએ આપને પૂછ્યું કે. **ખનશી મશાકલ**ના વારસામાં શો હુકમ છે ? આપે જવાબ આપ્યો કે, પેશાબ કરવાની જગ્યા જેની પુરૂષ જેવી હોય. તો તેમનો વારસો પુરૂષો પ્રમાણે અને જેમની જગ્યા સ્ત્રીઓ માફક છે. તેનો વારસો સ્ત્રીઓ પ્રમાણે. સ્ત્રીઓના ભાગ પ્રમાણે તેને ભાગ આપવામાં આવશે આપે ઉપકાર માન્યો કે વિરૂદ્ધતાવાળા પણ આપથી ખુલાસા માગે છે.

આપ જ્યારે બસરામાં કાયમ હતા તે વખતે ઇબન કવ્વા રદી૦ તથા કેસ બીન અબાદાહ એ આપને પૂછ્યું કે કેટલાક લોકોએ ઠરાવ કરી રાખ્યો છે કે હઝરત સ૦ અ૦ વ૦ પોતાના પછી આપનેજ ખલીફા

મુકરર કરવાનો હુકમ આપ્યો હતો કારણકે આપના સિવાય મોભાવાળા અને પવિત્ર પુરૂષ બીજા કોણુ હશે આ જાહેર થએલી હકીકત જુઠી છે કે સાચી તે બાબત ખુલાસો કરી દેશોજી? આપે ફરમાવ્યું કે તે ખોટું છે ( જુઠ છે ) જો એમ હોત તો હું હઝરત અબાબકર રદી૦ અને હઝરત ઉમર ફારૂક રદી૦ ને શા માટે ખલીફા થવા દેત.

આપ ફરમાવે છે કે બીમારીની હાલતમાં હઝરત સ૦ અ૦ વ૦ એ હઝરત અબાબકર સિદીકને ઇમામતનો હુકમ આપ્યો હતો હઝરતની વફાત થઇ તે વખતે અમો બધાએ વિચાર કર્યો કે હવે ખલીફા કોણુ થઇ શકે આપની પવિત્ર દ્રષ્ટી તેજ બુઝુર્ગ ( અબાબકર રદી૦ ) ઉપર ગઇ કે જે હઝરતની હયાતીમાં પણુ આપની જગ્યાએ ઇમામ થયા હતા કારણુકે નમાઝ એ દીનની સાબિતી છે તેટલા માટેજ મેં હઝરત અબાબકરની ફરમાબરદારી કબુલ કરી હઝરત ઉમરે કોઇની ચુંટણી કરી નથી કદાચ તેઓ પોતાના સ્વાર્થ તથા હુંપદમાં રહેત તો પોતાની ઓલાદ ખિલાફતથી બેનસીબ રહેત નહિ. હઝરત ઉસમાન રદી૦ ને બધાએ એકમત થઇ ખિલાફત આપી. ત્યાર બાદ મેં જોયું કે, ( હઝરત ઉસ્માનના પછી ) હવે ખિલાફત તથા બયઅતને લાયક કોઇ નથી જેથી લાચારીથી ખિલાફતને સાચવી રાખવાની ફરજ પડી પરંતુ મારી બરોબરીમાં તે માણુસ છે કે ( અમીર મઆવીઆ તરફ ઇશારો કરીને ) જે સગપણુ વિધા, અને ઇસ્લામની શ્રેષ્ટતા મારા જેવી રાખતા નથી. માટે દરેક રીતે તેમના કરતાં હું વધારે હકદાર છું. હકીકતમાં અમીરૂલ મોમીનીને ઘણોજ વ્યાજબી રીતે ફેંસલો આપ્યો. જેથી દુનિયાનો દરેક માણુસ તેને ખરા અંતઃકરણથી કબુલ કરશે.

પોતાના સ્વાર્થ તથા હુંપદમાં રહેત તો પોતાની ઓલાદ (ખિલા-ફતથી બેનસીબ રહેત નહિ હઝરત ઉસમાન રદી૦ ને બધાએ એક મત થઇ ખિલાફત આપી ત્યાર બાદ મેં જોયું કે (હઝરત ઉસ્માનના પછી ) હવે ખિલાફત તથા બયઅતને લાયક કોઇ નથી જેથી લાચા-રીથી ખિલાફતને સાચવી રાખવાની ફરજ પડી પરંતુ મારી બરોબ-રીમાં તે માણસ છે કે ( અમીર મઆવીઆ તરફ ઇશારો કરીને ) જે સગપણ વિદ્યા અને ઇસ્લામની શ્રેષ્ટતા મારા જેવી રાખતા નથી માટે દરેક રીતે તેમના કરતાં હું વધારે હકદાર છું—હકીકતમાં અમીરૂલ મોમીનીને ઘણોજ વ્યાજબી રીતે ફેંસલો આપ્યો. જેથી દુનિયાનો દરેક માણસ તેને ખરા અંતઃકરણથી કબુલ કરશે.

એક માણસે પૂછ્યું કે આપે એક વખત ખુતબામાં કહ્યું હતું કે પરવરદિગાર તું અમોને ખુલફાએ રાશેદીન પેઠે સલાહકારી ને સુખની બક્ષિસ કર કોઇએ પુછ્યું કે આપની બરોબરીમાં તે કયાંના એટલા બધા મોટા હતા? હઝરત અમીરૂલ મોમીનીને આંખમાં આંસુ આણી ફરમાવ્યું કે તે મારા મિત્ર અબાબકર સિદ્દીક અને ઉમર રદી૦ છે. બેઉ બોધ કરનારા આગેવાન અને ઇસ્લામના માલિક હતા કુરેશ લોકોએ હઝરત સ૦ અ૦ વ૦ ના પછી ( બેઉનું અનુકરણ ) ( પેરવી ) તેમના પાછળ ઉભા રહીને નમાઝ પઢી છે ને જે લોકોએ આવો લાભ મેળવ્યો છે. ખચિત તે પરવરદિગારના ખાસ ટોળાના માણસો છે.

ઝર બિન જેશ રદી૦ ફરમાવે છેકે બે માણસો બેસીને ખાતા હતા એકની પાસે પાંચ રોટલીઓ હતી ત્રણ. તેવામાં એક માણસ ત્યાં આવ્યો તો

ખાવામાં સામિલ કર્યો ( ખાવા બેસાડયો ) ખાઇ રહ્યા પછી તેણે આઠ દિરહમ આપ્યા. અને ચાલતો થયો. હવે આ બેઉમાં તકરાર ઉઠી પાંચ રોટલીવાળો બોલ્યો કે હું પાંચ દિરહમ લઇશ અને તને ત્રણ આપીશ. ત્રણ રોટલીવાળો કહેવા લાગ્યો કે હું અર્ધ કરતાં ઓછું લેવા બિલકુલ ખુશી નથી અંતે આ તકરાર હઝરતઅલી કર૦ ત૦ પાસે લઇ ગયા—આપે સાંભળીને ત્રણ રોટલીવાળાને કહ્યું કે બહેતર છે કે તું ત્રણ દિરહમ લઇને ખુશી થા.

તે માણસ—હઝરત હું કેવી રીતે રાજી થાઉં મારો સંપૂર્ણ રીતે વ્યાજબી ઇન્સાફ કરી આપો.

હઝરત અલી રદી૦—વ્યાજબી રીતે તો જોતાં ફકત તારા ભાગમાં એકજ દિરહમ આવે છે અને બીજો સાત દિરહમનો હકદાર છે.

તે માણસ—હઝરત તો વિચિત્ર રીતે ઇન્સાફ કરે છે જરા મને સમજાવો તો ખરા.

હઝરત અલી રદી૦—સાંભળ આઠ રોટલીઓ હતી અને ત્રણ માણસો વચ્ચે રોટલીઓ બરાબર વહેંચી શકાય તેમ નથી માટે દરેક રોટલીના ત્રણ કકડા કરતાં એકંદર ચોવીસ કકડા થયા હવે એ નથી જણાતું કે કોણે રોટલીઓ વધારે ખાધી અને કોણે ઓછી ખાધી જેથી સમજવું જોઇએ કે ત્રણે બરોબર ખાધી તેં તારા નવ કકડાઓમાંથી આઠ ખાધાં અને એક બાકી રહ્યો. પાંચ

રોટલીવાળાએ ૧૫ કકડામાંથી આઠ ખાધા ને સાત બાકી રહ્યાં આ હિસાબે તું તે ત્રીજા માણસે તારો એક કકડો ખાધો અને બીજાના સાત કકડા ખાધા જેથી ખુલી રીતે સાબત થાય છે આ સાંભળીને તે માણસ રાજી થઇ ગયો.

અરબસ્તાનના એક હકીમે કહ્યું કે યા અમીરૂલ મોમીનીન ખિલાફતની ગાદીને આપથી શોભા છે–પરંતુ આપને તેનાથી કંઇ પણ ફાયદો થયો નથી.

એક માણસ ઉપર બે માણસોએ ચોરીની તોહોમત મૂકી તેમાં સાક્ષી આપી ને આ કેસ હઝરતની સેવામાં ફૈસલા માટે રજુ કર્યો. આપે ફરમાવ્યું કે કદાચ જૂઠા સાક્ષીદારો મારી પાસે આવશે તો સખત શિક્ષા કરીશ આવી રીતે કહી આપ બીજા કામમાં ગુંથાયા તેનાથી પરવારી તે કેસ તપાસ્યો તો બેઉ સાક્ષીદારો ત્યાં નહોતા ( આવ્યાજ નહિ. )

હઝરત અમીરૂલ મોમીનીને બયતુલ માલમાં વાસીદું દઇને દુઆ માગી કે પરવરદીગાર મને એવી સદબુદ્ધિ આપ કે બયતુલ માલના પૈસા કોઇ મુસલમાનને આપતા અચકાઉં નહિં.

## શીખામણો.

લોકોની ફરજ છે કે પોતાની જીભથી અને શરીરથી મેળાપ ઉત્પન્ન કરે કર્તવ્ય અને હૃદયથી જુદાઇ રાખે.

કયામતને દિવસે માણુસ તેજ વસ્તુ સાથે ઉઠશે કે દુનિયામાં જે વસ્તુ ઉપર તેને ઘણો પ્રેમ હતો.

સારા કૃત્યો કબુલ થવા માટે ઘણીજ તજવીજ કરો કારણકે કોઈ પણ કર્તવ્ય પવિત્ર મને અને ખાસ ઇરાદા સિવાય કબુલ થશે નહિ કુરઆનશરીફ પઢી તે ઉપર અમલ કરવાની અતિ જરૂર છે વિદ્વાન તે માણુસ છે કે જેણે ઇલ્મ પઢીને તેનો અમલ કર્યો.

એક સમય એવો આવશે કે ઇલમ અને અમલમાં સખ્ત વિરૂદ્ધતા થઇ જશે તે લોકો કુંડાળા વળીને બેસસે અને એક બીજાને તિરસ્કારની દ્રષ્ટીએ જોશે અમલ ( ખટકર્મો ) તો કુંડાળા અને મંડળોથી સંબંધ રાખતા નથી પરંતુ ખાસ પરવરદિગારથી આ માર્ગ મળેલો છે ( તે સમય આજકાલ હાલમાં ચાલે છે એજ છે.



તૈયાર છે!  તૈયાર છે!!  તૈયાર છે!



# રસૂલે અરબી.



ઘણી મહેનતે તૈયાર થએલી આ કિતાબ હવે છપાઇ બહાર પડી ગઇ છે. આશકે રસૂલ માટે આ એક ઉમદા તોહફો છે. ખરા ઉમ્મતીને ફરી ફરી આવો મોકો હાથ લાગવાનો નથી. કોઈ પણ ઇસ્લામી ઘર આ તોહફાથી ખાલી રહેવું જોઇએ નહિ, માટે ચાલો વહેલો તે પહેલો. ૬૭૦ પૃષ્ઠની આ એક મોટી કિતાબ છે.

પાક્કું પુઠું સોનેરી નામ અને ગ્લેઝ કાગળ વાળી કીતાબની કીંમત રૂા. ૨-૮-૦. પોસ્ટેજ જુદું.

અર્ધ પાકું પુઠું. રફ કાગળવાળી કીતાબની કીં. રૂ. ૧-૮-૦ પો. જુદું.

મળવાનું ઠેકાણું.

પઠાણ નીઝામખાન નુરખાન વકીલ.

મેનેજર પોલીટીકલ ભોમીઓ. લાલ દરવાજા,-અમદાવાદ.